# સદેવંત સાવળીગા
# ના નવ અવતાર

૨૦૯૨ ની વારતા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**શા. મોહનલાલ આકુભાઈ**






## અમદાવાદમાં

માણેકચોક નજીક કાગદીઓળમાં ખોડા

ઠોરના મકાનમાં અમદાવાદ સિક

ટેરિયા પ્રેસમાં

**છગનલાલ ઊમેચંદે છાપી**

**સંવત ૧૯૩૯ સને ૧૮૮૩**

**કીમત રૂ૰ ૦-૧૨-૦**

# સદેવંત અને સાવલીંગાના નવ અવતારની વારેતા.

શ્રી ગણેશાએ નમઃ શ્રી સારદાએ નમઃ અથ નીચે સદેવંત માવળીંગાની વારતા લપીએ છીએ.

દુહો=સમરૂ સરસ્વતી સારદા, માગુ બુધી વીશાળ જે થી ટળે મુરખદશા, પ્રગટે જ્ઞાનની ધાર. સત્ય થકી સજન ભમા, અને સત્યે વરસે મેહ, સત્યવંત સુખીયો સદા, દુખ ન પામે તેહ, સત્યે રાજ રીધ્ય મળે, સત્યે ઉગે ભાણ, સત્યે સુજસ પામે ઘણો; સત્ય કોડ કલ્યાણ, સત્યવંત તમે સાંભળો કથા કહુ રસ ખાણ. યુકિત જુકિત એહમાં સમજો ચતુર સુજાણ.

ચોપઇ=સદેવંત શાવલિંગા તણી વાત ભાણું હવે નવ ભવ તણી; સાંભળજો દઇને કાન, મન મુક્યો પોતાનુ ભાન, હુકારા વણ વાત નથાય, માગ્યા વીણ ન પીરસે માય, લગન વીના નવી ગીત ગવાય. મરણે વીના હઇયુ ન કુટાય, સોતા વકતા સુણજો સહુ ; યુકિત જુકિત જોઇને કહુ સજ્જન સુણીને હરખીત થાય, દુરજનનુ મુખડુ કરમાય.

ચોપાઇ ત્રણતાળની—એક સમે પારવતીને શીવ, કૈઇલાશ વનમાં ગયા સદીવ, અસંખ્ય જુગની જોઇ વાવ, વળી બેઠા જો તેની માંય.

કોઇ સમયને વિશે મહાદેવ અને પારવતી કઇલાશ પુરીને વિશે બેઠા છે તેવામાં પારવતી શીવને કેહવા લાગી કે હે સ્વામી તમે મને ચાર દીશાના દેશો તથા વન દેખાડયાં પણ ઇશાન દીશાનુ વન દેખાડયું નથી, માટે કૈરપ

કરીને તે દખાડે; તે જોવાની મને ઘણીજ હુશ છે તે સાં ભળીને મહાદેવજી કેહે છે કે હે પારવતી એ વનમાં શું જોવું છે, ત્યાંતો પાણી અને પથ્થર વિના બીજુ કાંઇ નથી; મા ટે હું મારૂ ધ્યાન મુકીને નહી આવું ત્યારે પારવતી બોલી જો તુમે મને દખાઢવા નહી આવો તો હું અલોપ થઇ જ ઇસ એવું સાંભળીને શીવે કહ્યું કે જો હું તને દખાઢવ તો આવું પણ તે વનમાં અનેક પ્રકારના ઝાડ અને ફુ લ તથા જાનવરને ઘેખીને તું કાંઇ પ્રકારની હઠ કરે તો ત્યારે પારવતી બોલી જે હે સ્વામી વગડામાં હું શાની હઠ કરીશ માટે ચાલો મારે તો કાંઇ હઠ નથી કરવી એમ કે હેવાથી માહાદેવ પારવતીને વનને વિશે લઇ ચાલ્યા જાય છે એવામાં અધ વિચારે આવ્યા ત્યાં જુએ છે તો અનેક પ્રકારના ફુલની વાડી તથા પથરમાંથી પાણી પણ ખળખળ નિકળે જાય છે અને કેટલાક પક્ષીઓ ઝીણે સ્વરે કરીને ગા ય છે અને ઘણો સુગંધી પવન પણ મંદમંદ વાયા કરે છે તેવું સુંદર વન જોઇને પારવતી ઘણો આનંદ પામી પોતાના સ્વામીને કેહેવા લાગી કે માહારાજ આ જગા ઘણી સરસ દખાય છે પણ જ્યાંથી આ પવન થોડોથોડો આવેછે તે જગા એ પાણી હોવું જોઇએ, કારણ કે આવી ઠંડી લેહેર આવે છે તે પાણી વીના આવે નહી તે સાંભળી મહાદેવ કહે જે આંહીયાં અશંખ જુગની નાળીએરી વાય છે. અને તે વા યને સાતસે પગથીયાં છે એવી મોહોટી વાવ્ય છે અને તે પાણી ગંગાં નદી જેવું નીરમળ છે તેવારે પારવતી કેહે કે એ વાવ મને દખાડો અને તેની માંહે આપણે હવા ખાઇયેં તે સાંભળી મહાદેવ પારવતીને લઇને તે વાય માંહે ઉતરીને બેઠા અને પારવતી શીવને કેહે જે હે સ્વામી આ વાવમાં

થી પાણી ભરી લાવી મને પાઓ તેવારે માહાદેવ કહે જકે
ળ ભરવાનું વાશણ લાવ્યો નથી માટે શેમાં ભરી લાવીને
તને પાઉ પારવતી કહે ગમેતેમ કરી મને પાણી લાવી આ
પો તેવારે માહાદેવે સાગના ઝાડનું પાંદડુ લઇને તેનો પડી
ચો કરીને વાયમાંથી પાણી ભરી લાવીને પારવતીને
આપયું.

દોહરો = શીવ જળ ભરીને લાવીયાને, વળી સોંપયુ
પારવતીને હાથ. પીવા માંડે તે કામની ત્યારે સુણો બની એ
ક વાત

ત્યારે પારવતીને મહાદેવજીએ પાણી લાવીને આપયુ
તે પારવતી જેવી પીવા માંડે છે તેવામાં એક ઝાડ ઉપર
બેઠેલા જાનવરનુ પ્રતિબીંબ તે પાણીમાં દીઠુ તે વેળા પા
રવતી ઉંચે જોવા લાગી એટલે મહાદેવ બોલ્યા જે પારવતી
તું પાણી મંગાવીને પીતી નથી અને કેમ ઉચુ જુવે છેની
ચુ જોઇને પાણી પી જા એટલે આપણે આપણા સ્થાનકે
જઇએ તે સાંભળી પારવતી કહે હે સ્વામી આ ઝાડ ઉપર
જે જાનવર બેઠાં છે તે ઘણાં સમજુ અને શાણાં છે પણ
હાલ તે કાંઇ ઉદાશમાં હોય એમલાગેછે માટે તેનુ શુ કારણ
હશે ત્યારે મહાદેવ કેહે છે કે હે સ્રી તેવાં વાંદરા તો ઘણાં
ફરે છે એની વાત કેહેવા બેસુ તો છ માસમાં પણ પુરી ન
થાય માટે ચાલ આપણે આપણા સ્થાનકે જઇએ તે સાંભ
ળી પારવતીને રીસ ચહડી તેથી પેલું પડીમાં લાવેલુ પાણી
ફેંકી દીધુ અને માંખીનું રૂપ લઇને મહાદેવની જટામાં સં
તાઇ ગઇ, તેથી મહાદેવે જાણ્યું કે પારવતી અલોપ થઇ તે
થી પોતે ગાંડો થઇ ધુણવા લાગ્યો અને પારવતીની ખોળ ક
રવાને વનમાં ફરતો ફરતો જેમ જોય પરવતીને ન

દેખે તેમ તેમ વધારે ધ્રુણવા માંડ્યું.

દેહરો=પાતર પાણીનું ફેંક્યુંને વળી લીધો માંખીનો વેશ શીવજી પારવતીને ખોળવાને કાંઇ ફરતા ગાંડે જો ને વેશ.

ત્યાર પછી શીવજી કાલાવાલાં કરીને કહે જે એ પારવતી તું જે કહીશ તે હું કરીશ અને હવે હું તારાથી થાકયો હવે તુ પ્રગટ પણે થા અને તાહારૂ મુખ દેખાડ એવું સાંભળીને પારવતી શીવની જટાયાંથી નીકળીને પોતાનું મુળ સ્વરૂપ કરીને શીવની સામી ઉભી પારવતીનુ શકતીનુ બળ વધારે તેથી કરીને સંતાઇ જાય અને શીવને પણ મલમ પડે નહી માટે શીવ કરતાં પારવતી વધી ઘણી કરત અસ્ત્રી વધી, હવે શીવે કહ્યુ કે હે પારવતી તું કયાં ગઇ હતી, તારા વિનાતો હું ગાંડો બની ગયો હતો તે હવે તને દેખીને શુદ્ધ ઠેકાણે આવી, હું ખોળી ખોળીતે થાકયો માટે તું કયાંથી આવી પારવતી કહે જે હુતો તમારી પાસેજ હતી હવે મને પેલા વાંદરાની વાત કહો ત્યારે મહાદેવજી કહે જે આવી રીતે એના આઠ ભવ થયા અને નવમો ભવ થવાનો છે. પારવતી કહે જે એ નવ ભવ મને કહી સંભળાવો હવે તેના નવ ભવ શીવજી કહે છે અને પારવતી સાંભળે છે.

ચોપાઇ=શીવ કહે સાંભળ તું નાર, નવ ભવનો કહુ, છું વિસ્તાર; પેહેલેથી મરી બ્રાહ્મણ સાર ત્રીજે ચકવો ચકવી નર નાર ચોથે હરણો હરણી કહી, મોર મોરડી પંચમ સહી, છઠે હંશ હંશલી સાર સાતમે રાય રાણી અવતાર આઠમે વાંદર વાંદરી થયાં; વીજોગથી તે બહુ દુખ લહયાં; [illegible] થશે નર અવતાર તો સાંભળો કહુ વિસ્તાર, વીજોગ

થી ટળી હોશે સંજોગ દુખ ક્રીટી હોશે સુખ થોક.

દાહુરો સાત અવતાર એના વીજોગે ગયા હવે આઠમે થશે તેમ નવમે સંજોગ પામશે સહી, એનુ અમર રેહુશે જોને નામ.

એ રીતે કહીને શીવજી કહે કે ચાલો હવે આપણે સ્થાનકે જઈએ તેવારે પારવતી કહે જે હે મહારાજ તમે જે વાત કહી તેના મોધમ કહી પણ તેના નવ ભવ શી રીતે થયા અને તે શાથી વીજોગ પામ્યા તે સરવે માંડીને કહો નહી તો પાછી સંતાઇ જઇશ, તેવારે શીવ કહે અરે એમ નહી કરતી એક વુખતતો સંતાઇને મારૂ તેજ કાઢી નાંખ્યુ ને વળી શુ બોલી તુ કેહે તેમ કરૂ પણ કહે જે નવભવનો સ ઘળો વિસ્તાર મને સંભળાવો મહાદેવજી કહે ને પારવતી સાંભળે છે પ્રથમ કેળના ઝાડમાંથી નિકળીને બીજા ભવ વિશે બ્રામણ થયાં તે નાનપણમાં રામનાથ જોશીની દીકરીને વેરે વીવાહ કીધા અને દશ વરસનો થયો ત્યારે તેના માબાપે કાશીએ ભણવા મોકલ્યો, ત્યાં કેટલાએક દીવશ રહીને ઘણી વિદ્યા શીખીને ધન કમાઇને ઘેર પાછો આવે છે, તેવામાં તેના સસરાનું ગામ રસ્તામાં આવ્યું તે ગામની ભાગોળે કુવા ઉપર બામણે વીસામો કરયો તેવામાં ગામના લોકોએ તેને ઓળખીને તેના સસરાને કહ્યુ કે તમારો જેમાઇ કાશીએથી આવ્યો છે તે ઘેર જાય છે તે સાંભળી રામનાથ જોશી કુવા પાસે આવી પોતાના જમાઇને તેડી ગયો અને તેના સારૂ રસોઇ કરાવીને સારી તરેહથી જમાડયો હવે રાત પડી તે વખત પોતાની દીકરીને પોતાના સ્વામી પાસે મોકલી ભટજી તેણીને એકાંત સ્થળમાં લઇને સુઇ રહ્યા પણ સંસારની વાતમાં સમજ્યા નહી તેવારે તેની સ્ત્રીએ તેને કામભો

ગ શીખવ્યો તે કરવાથી ભટજી ઘણા ખુશી થયા અને તેન
ચીશ ઘણોજ લોભ થયો હવે કેટલાએક દીવશ સાસરામાં ર
હીને પોતાની સ્ત્રી સાથે લેઇને બાપના ગામના તરફ જાય છે
એવામાં મોહોટા જંગલમાં આવી પોહોંચ્યાં ત્યાં બંનેને ઘ
ણી તરસ લાગી અને પાણી કાંઇ દીઠામાં આવતુ નથી એ
વામાં જોતાં જોતાં કોઇ એક બાવાની તુમડીમાં પાણી દીઠુ
છે માગવાથી બાવાએ આપયું તો ખરૂ પણ તે નતટાંકને
આશરે હતું તેથી સ્ત્રી કહે હે સ્વામી આ પાણી તુ પીએ
મ સામ સામી વાદ કરતાં કરતાં કંઠ સુકાવાથી બને મરણ
પામ્યા એવામાં મહાદેવ અને પારવતી આકાશ મારગથી
જાય છે તેવામાં પારવતી બંનેને મરેલાં જોઇને શીવને કેહવા
લાગી જે આને સજીવન કરો તેવારે શીવ ચકે સજીવન કરૂ
તો ખરો પણ આખર પાછાં મને નડશે માટે તુ હઠ મુકી
દે ત્યારે પારવતી કહે ગમેતેમ થાઓ પણ એ બનેને જીવતાં
કરો ત્યારે મહાદેવજીએ પાણી મંત્રીને છાંટયું એટલે બંને
જણ શજીવન થયા અને તેમની પાસે તુમડી હતી તે શીવ
ના પ્રભાવથી પાણીથી ભરાઇ ગઇ તે જોઇને બામણે પોતાની
જોળી માંહેથી લાડવા કાહાડીને બંને જણે ખાધા અને તુમ
ડીમાંથી પાણી પીધુ એવામાં તેથને ભોગ કરવાની ઇચ્છા થ
ઇ તેથી બ્રાહ્મણ કહે કે હે સ્ત્રી આપણે આ વનમાં રાત રહી
શુ તો જાનવર હેરાન કરશે માટે કોઇ ગામ નજીક જઇએ
તો ઠીક એમ ધારી બંને જણ એક ગામની ભાગોળે આ
વીને શીવના દેહેરામાં ઉતરચાં એવામાં વિષય કરવાની તે
મની મરજી થઇ તેથી સકડાશને લીધે માહરૂં લીંગ તેમને
અડચાણ કરવા લાગ્યું તેથી તે શીવલીંગ તેણે ઉખેડીનાં
ખ્યું અને ભોગ કરવા મંડ્યા.

છપ્પો.

કામાને નહી શરમ, કામી જન ધરમ ન ધારે
કામાને નહી લાજ, કામી જન મરેને મારે;
કામીને નહી ભાન, કામી જન કાંઇ ન વીચારે,
કામાને નહી શુદ્ધ જયારે કામાતુર થાએ,
કામા કરમ કરે ઘણું પાપ પુન્ય નવી ગણે;
કામી સમો પાપી નહી, અવગુણથી દુઃખમાં પડે.

ત્યારે શીવ પારવતીને કહે જે મે તુને કહયું નહોતુ કે આને જીવાડવાથી હરકત કરશે કે જો મારી મુરતી અને ઉખેડી ફેંકી દીધી ત્યારે પારવતી કહે કે તમો તમારૂ શરીર બદલીને તેની પાસે જઇ બીવરાવો પછી માહાદેવજી બાવાનો વેશ લઇને હાથમાં ઝોળી અને દંડ પકડીને દેરમાં આવીને તેઓને કહે કે અરે દુષ્ટો તમે દેવળમાંથી નીકળો નહી તો શ્રાપ દઇશ તે સાંભળી પેલા બંને કહે જે અડીયા તારા બાપનું શું થાકે છે જા જા તારા સારૂ આ જગા કરાવી છે એ રીતે બોલીને શીવને બંને જણ મારવા માંડયાં તેથી માહાદેવજીને ગુસો ચડયો અને શ્રાપ દીધો કે તમારા આઠે ભવ વીજોગમાં જજો તે સાંભળતાં વેંત બંને જણાને ભાન થઇ ગયા અને ત્યાંથી નાશીને વનમાં ગયાં, નદીના કીનારા ઉપર એક ગામ દેખને ત્યાં બેશીને વીચાર કરવા લાગ્યા જે આપણે કાશીએ કરવત મુકાવીએ તો શીવનો શ્રાપ લાગશે નહી એ વીચાર કરતાં વાહાણું વાયુ તે વારે અસ્ત્રી કહે જે આ ગામમાં જઇને તુમે ખાવાનુ લઇ આવો પછી તેનો ધણી ગામમાં ખાવાનુ લેવા ગયો એવામાં કોઇ રાજાનો કુંવર સવાર્યા રમવા નીકળ્યો હતો તે ત્યાં આવી ચડયો તે વારે અસ્ત્રી

ને દીઠી તેથી કામ વીકાર જાગ્યો અને તેને કહે જે તુ મા
રી રાણી થા, અને મારે ઘેર ચાલ્ય જો સમી રીતે આ
વીશ તો ઠીક છે નહી તો જબરાઇથી લઇ જઇશ તે સાંભ
ળી અસ્ત્રીએ વિચાર્યું કે હમણાં તો ગયા વિના છુટકો
નથી માટે હાલ જાઉ અને પાછળથી હરેક યુકતી કરીને છુ
ટીશ એમ ધારી કુવરની સાથે ગઇ અને કહે કે હાલ મા
રે વરત છે તે માસ પુરા થયા પછી ભોગ કરીશ તે વાત
કુવરે માની અને તેને એક મેહેલ રેહેવા સારૂ આપ્યો હવે
તેનો ધણી નદીના કીનારા પર જુએ છે તો પોતાની અ
સ્ત્રી દીઠી નહી તેથી દુખ પામતો કાસીએ જઇને કરવત
મુકાવ્યુ હવે પછી અસ્ત્રીએ વિચાર્યુ કે હવે હું શી રી
તે છુટુ એવે રાતની વખત મેહેલમાંથી ઉતરી ત્યાં નીચેએ
ક ઘોડો બાંધેલો હતો તેના ઉપર પુરૂષનો વેશ પેહેરીને બે
ઠી તે એક રાવતે દીઠી તે પણ ઘોડાની પાછળ પાછળ જવાલા
ગ્યો થોડે દુર ગયા પછી પેલીએ પાછુ વાળીને જોયુ તો રાવ
તને દીઠો રાવતે તેને દીઠી તે વારે વીચાર કરવા લાગીકે આ
રાવત માહારૂ શીર કપાવસે માટે એને બોલાવુ તો ખરીએમ
ધારી રાવતને કહયું કે તુ કોણ છે રાવત કહે હું રાજાનોચાક
રછુ પણ જો તુ માહારી અસ્ત્રી થાય તો તને કાંઇ દુખઆવ
વા નહીં દઉ તારે તેણીએ વીચાર્યું કે હાલ તેની મરજીમુ
જબ હા કહુ ને પછી એનો ઘાટ ઘડીશ એમ,તેને સાથે રાખ્યો
તેવામાં રસ્તે ચાલતાં વેગળેથી એક ગામ દખીને પેલા રાવત
ને કહયું કે આ ગામમાંથી ખાવાનુ લઇ આવો પેલો રાવત
પણ ભરૂસો રાખીને ગામમાં ગયો તેજ વખતે પેલીએ ઘોડો
સટકાવી દીધો અને થોડી વારમાં પાંચ સાત ગઉ પોંચીગઇ
ત્યાં જઇને વિચાર કરવા લાગી કે મારો સ્વામી કયાં ગયો

હશે એ કહેતો હતો કે માહાદેવજીએ શ્રાપ દીધો તેથી કાશીએ જઈ કરવત મુકાવીશ માટે નકી કાશીએ ગયો હશે એમ ધારી પોતે પણ કાશિએ ગઇ ત્યાં જઇ કરવત વાળાને પુછયુ કે ભાઇ અહીંયાં કોઇ બ્રાહ્મણ આવ્યો હતો તે વારેકરવતવાળો કહે એક બ્રાહ્મણ આવ્યો હતો તેને શીવે શ્રાપદીધો હતો કે આઠ ભવ વીજોગે જજો તેથી તેણે મને કહયું કેમ હારો શ્રાપ નીવારણ કરવા કરવત મુક તે વારે મે કહયું કે શીવનો શ્રાપ મટશે નહી અને તું કરવત મુકાવીશ તો એક ભવનુ ફળ દેહ મુકવાનુ મળશ એમ કહી કરવત મુકાવ્યુ તેને થોડીજ વાર થઇ છે તે સાંભળીને તે અસ્ત્રીએ પણ થોડો અને બીજો સામન ધરમ કરીને પોતે પણ કરવત મુકાવ્યુ ત્યાંથી મરીને બંને જાણ ચકવો ચકવી થયાં ને વનમાંરે રેવાં લાગ્યા એવામા તે બંને એક ઝાડની ઘટામાં બેઠાછેત્યા એક દવ લાગ્યો તે બળતો બળતો ઝાડ નજીક આવ્યો અને તે પણ બળવા માંડયુ તેથી તેના પાંદડા બળીને નીચે પડવા લાગ્યાં તે માંહે માંહે એક બીજાને કહે છે,

દોહરો—પત્ર વછુટે જોને ડાળથુરે, વળી તમે વનના રાય અબ અપને કબરે મીલગે અને દુરદુર પડે હેરે જાય;

પાંદડા કહે છે અરે ભાઇ આપણેજુદા પડીયે છીયે હવે કયારે મળીશું તે વારે ઝાડ બોલ્યુ કે આપણુ મળવુ તો ઘણું મુશકેલ છે કારણ કે તેમાં કાઇ આપણો ઉપાય નથી કે અહીંયાથી બચીયે, પણ આપણા ઉપર પેલા જનાવર બીચારાં બેઠાં છે તે કેમ ઉડતા નથી કાંઇ કરતાં ઉડીજાય તો જીવતાં રહે.

દોહરો—દવ બળતો દેખીનેરે, કાંઇ તરૂવર કહે સુણ રાય; અમે તો બળીશે પાંખો વિના, ભુંડા પંખી ઉડી

કર્યું નવ જાય.

ઝાડ કહે છે હે પંખી તમે તો પાંખોવાળા છો તેથી ઉડો અને અમારે તો પાંખો નથી માટે બળીએ છીએ તે સાંભળી પંખી કહે છે.

દોહરો—ફળ ખાવાને ઘર કરયાંરે, વળી બેસીએ નીત ડાળ; તમે બળો ને અમે ઉડીએ તો, વળી પ્રીતી તે કેમ પરખાય;

હે તરૂવર અમે નીરંતર તારા ફળ ખાધા છે અને વળી તાહરા ઉપર ઘર કરીને રહીયે તાહારી ડાળ ઉપર બેસીએ અને હવે તું બળે ને અમે જીવીએ એ વાત ઠીક નહીં માટે અમે તો તારાં ભેગાં બળીશું.

દોહરો—હળદી તો જરદી તજેને, વળી ચુનો તજેરેસફેત; દોનુ મીલે કંકુ ભયાને, મારે બલીહારી તેનુ હેત.

પંખી કહે છે હે ભાઇ સાંભળ જેમ હળદરને ચુને ભેગા થાય છે તે વેળા હળદરની પીળાશ મટી જાય છે ને ચુનાની સફેતી મટી જાય છે. ને પછી કંકુના જેવો લાલરંગ થાય છે માટે અમે પણ તેવીજ પ્રીતી કરનારા છીએ તે કેમ ઉડી જઇએ અમે પણ તમારી સાથે બળીશું એમ કહી તે ચકલો ચકલી બને બળી મુવા ત્યાં ચોથા ભવમાં એક વગડામાં હરણ અને સરણી થયા તે એક દીવશ ઘાસ ચરવાને જાય છે તેવામાં એક પારધીએ તેમને ઘેરયાં તે વેળા હરણો કહે છે.

દોહરો—પાપી પારધી કયાંથી આવીયોને કાંઇ લેવા અમરારે પ્રાણ વગર વાંકે અમને મારશો તો તેમાં તાહારૂ શું શારશે કામ

હરણો પારધીને કહે છે પાપી તુ અમારા વગર વાંકે

ગીગું લેવાને ક્યાંથી આવ્યો અને અમને મારવાથી તારૂં શું સારૂં થશે તે સાંભળી પારધો કહે છે.

દોહરો—હુતો પાપી નથી પણ કાંઇ મને મોકલ્યો. રાજાએ અહીં, ભક્ષણ કરવા તેહને, હુતો લઇ જઇશ તમ ને તહીં.

પારધી કેહે છે હે હરણ હુતો પાપી નથી પણ રાજાએ ભક્ષણ લેવા સારૂં મને મોકલ્યો છે, તેથી હુ તમને ત્યાંહાં લઇ જઇશ, એમ કહે છે તેટલામાં હરણો કુદકો મારીને નાશી ગયો અને હરણી પકડાઇ ગઇ તેને ઝાલીને પારધી લઇ જાય છે તેવારે હરણી બોલી.

દોહરો—ભાઇરે વીરા મારા પારધીને, કાંઇ દયા કરી મુજને છોડ; સ્વામી માહારો નાશી ગયો, માટે કીરપા કરી મને મેલ.

એવી રીતે હરણીનુ ગરીબીનુ બોલવું જોઇને પારધીને દયા આવી તેથી તેને છોડી દીધી પછી તે હરણી પોતાના હરણને ખોળવાને વનમાં ફરતી ફરતી એક પરવત પાસે તે હરણને મુએલો પડેલો દીઠો તેથી પોતે પણ માંથુ કુટીને મરણ પામી તીયાંથી બંને જણ મોરની યોનીમાં પેદા થયાં તેથી મોરને સન્જોગ હોતો નથી માટે તે ભવ પણ વીજોગમાં ગયો. ત્યાંથી મરીને હંશ હંશણી થયાં તે એક દીવશ વનમાં રમવાને નીકળાં હતાં તેવામાં એક મોટો નાગ આવ્યો તે બંનેને ગળી ગયો તે વખત બંને જણે પરમેશ્વરનુ નામ સંભારશે તેથી મરીને હસનો જીવ દેવપુર નગરને વિશે સુંદર અસ્ત્રીને પેટે દીકરી થઇ તેનુ નામ ગુણવંતી એવું દીધું એવે તે ગુણવતીના બાપે તેનો વીવાહ વલ્લભ કુવરની સાથે કરયો અને તેની માએ તથા તેના ભા

ઇએ અને કાકાએ જુદે જુદે ગામ વીવાહ કીધો એવામાં
લગનના દીવસે તે ચારે જણ પરણવા આવ્યા તેઓ માંહો
માંહે લડવા લાગ્યા પેલો કહે કે હું પરણુ ને પેલો કહે કે
હું પરણુ એવી રીતે ચારે જણા તકરાર કરવા મંડ્યા. તે
જોઇને ગુણવંતી કન્યા કરોધ કરીને વીચારવા લાગી જે મા
હારા વાસ્તે આ બધા લઢી મરે છે માટે મને ધીકાર છે એ
મ ધારીને અગ્નીમાં બળી મુઇ, તેની સાથે એક જણ મો
હ કરીને બળી મુવો અને બીજો રાજ છોડીને દેશાંતર ના
શી ગયો; ત્રીજો તેનાં હાડકાં ને રાખ ગંગાએ વહેવરાવી
આવ્યો અને ચોથો વલ્લભ નામનો કુંવર પોત ને ઘેર જઇ
સ્ત્રીના પીંડ મુકી જમવા લાગ્યો હવે જે દેશાંતર નાશી ગ
યો હતો તેને વનમાં ફરતાં ફરતાં એક જોગી મળ્યો તેને
કહ્યુ જે હે માહારાજ હુ દુખીયોછું માટે આજનીરાત તમા
રા મઠમાં સુઇ રહેવા દો બાવો કેહે કે એ સામી ઝુંપડીમાં
સુઇ જા, પછી તેમાં સુતો એવામાં મધ્યરાતને સમે પેલાને
ઉંઘેલો જાણી બાવાએ ઉઠીને એક ભોંયરામાંથી મડદુ લ
વ્યો તે મુડદુ એક બાદશાહની ઓરતનુ હતું તે જોગી
કબરમાંથી કાહાડી લાવેલો હતો તે દહાડે ભોંયરામાં મુકે અ
ને મધ્યરાતે પોતાના મઠમા લાવીને અમ્રત છાંટી સજીવન
કરીને તેની સાથે ભોગ કરે છે તે પેલા રાજાના છોકરાએ
દીઠુ એટલે તે બીચાર કરવા લાગ્યો કે એ જોગીએ જે પા
ણી છાંટયું તે ક્યાંથી લાવ્યો અને કયા મુકે છે તે જોવું
જોઇએ એમ ધારી હળવે રહીને બાહાર નીકળી તે જોગી
ને અમ્રતનો સીશો મુકતાં દીઠો તે જોઇને પોતેસુઇ રહ્યો ત્યા
ર પછી તે જોગીએ મડદાને સજીવન કરેલુ હતું તેની સાથે રંગ
ભોગ કરીને પાછું મડદુ કરીને ભોંયરામાં મુકી આવ્યો ત્યા

રમાં જોગી ફરવા નીકળ્યો, તે વેળા પેલા રાજકુંવરે છાનોમ
નો અમ્રતનો શીશો બાવાના મઠમાંથી ચોરી લીધો તે લઇ
રસ્છે ચાવતો થયો અને તાકીદથી જતાં સ્ત્રી બળી મુઇ હતી
ત્યાં આવીને શીશામાંથી અમ્રત છાંટયું. એટલે બને બળી
મુએલાં સજીવન થઇને ઉઠયાં તે વાતના ગામે ગામ ખબર
થવાથી પ્રથમની પેઠે ચાર જણ એકઠા થઇને યુદ્ધ કરવા
મંડ્યા તેવામાં તે કન્યાના બાપે નગરમાંથી મોહોટા અને
હુશીયાર શાહુકારને બોલાવીને કહ્યું કે તમે ન્યાય કરો જે આ
કન્યાનો વર ખરે ખરો કીયો થાય તે સાંભળીને શાહુકારે
ખુબ વિચાર કરીને કહે જે સાંભળો જેણે જીવતાં કરયાં તેતો
તેનો બાપ થાય કેમકે તેને જન્મ આપ્યો માટે તેતો બાપ
થયો અને જે હાડકાં તથા રાખ ગંગામાં નાંખી આવ્યો
તે દીકરો થયો, દીકરો હોય તેજ વેહેવરાવે, અને તેના બે
ગો બળી મુવો હતો ને પાછો તેની સાથેજ જન્મ પામ્યો તે
થી તેનો ભાઇ થયો અને જે પીંડ મુકીને ખાતો હતો તે
સ્વામી થાય માટે તેને પરણાવવી જોઇએ, એ રીતે પંચા
તીએ ઇનસાફ કીધો તેવારે રાજાએ વલ્લભ કુવરને તેની દી
કરી પરણાવી તે લઇને પોતાના નગરમાં ગયો

એક દીવશે તે સ્ત્રી અને ભરથાર બને જણ ગામ
બાહાર હવા ખાવાને ગયાં ત્યાં એક મોટો વાઘ આવ્યો તે
દેખીને બને જણ દોડવા લગ્યાં, અને વાઘ કુંવરની પુઠે
પડયો. તે આઘો જતાં તેને પકડીને મારી નાંખ્યો, ને પગ
માં ભરાવી જંગલમાં લઇ ગયો, એટલે રાણી પણ જંગલ
માં ખોળવા લાગી તે ઘણા દીવશની ભુખી તરશી ફરતી ફ
રતી એક પાહાડની નજીક આવીને તીએ મનમાં વિચાર ક
રે છે કે કદી [illegible] આંહી ક્યાં નહીં હોય એ

મ વિચારેછે એક ચોરે તે બાંચારીને લુટી લીધા તેથી ઘણું દુખ પામીને એક કુવામાં પડીને મરણ પામી તે વાંદરી થઈ ને રાજકુવર પણ મરીને વાંદરો થયો એ રાતે શીવજીએ પારવતીને કહયુ અને વળી પોતાની આંગળી સામી કહે જે હે પારવતી, મે કહયું તે વાંદરાને વાંદરી આ ઝાડ ઉપર બેડાં છે તેજ છે એમ સાંભળી પારવતી કહે જે હે મહારાજ એ જીવોને તમારા શ્રાપથી સાત ભવ સુધી દુખ પડયુ માટે હવે તો તેમને સુખી કરો, અને વીજોગ ટાળી સંજોગ કરો તેવારે મહાદેવજી કહે કે હે પારવતી તું ધીરજ રાખ હવે એમને ધીરે ધીરે સુખ થશે.

માટે તેવારે એમને માણસનો ભવ આવશે એટલે સુખ અને સંજોગ થશે ત્યારે પારવતી કહે હે મહારાજ તેમને માણસનો ભવ આપો અને આટલુ માહારૂ કહયું માનીને આ બીચારાં રાંકને માણસ કરો ત્યારે શીવ કહે છે જે આ વખત અમ્રત ચોઘડીયુ છે માટે હમણાંજ આ વાયમાં બને જણ પડે તો હમાણાંજ માણસ થઇ જાય એવો વાયનો મહીમા છે માટે જો એમાં હમાણાંજ પડે તો નક્કી બંને જણ વંદરાં મટીને માણસ થાય,

દોહરો=ઉંચા તારા ટગમગેને નીચેરી મહ જળ વાયને તેમાં પડે પો જનાવરાં તો વળી સરજે નરને નાર.

ચોપાઇ=સરજે નરને નાર વળી ઇશ્વરતો એમ કહે એ નાળીએરી વાવ; અવતાર અમર રહે, આપ્યું સિહાશન કાય રાજ દીધુ ચકવે; અનેક જુગ વહી જાય, અવતાર તો અમર રહે.

એવી રીતે શિવ કહીને પારવતીને લેઇ ત્યાંથી ચાલી નીકળ્યા હવે શીવે કહેલુ પેલી વાંદરીએ સાંભળ્યુ ને

વાંદરાંના સાંભળવામાંઆવ્યું નહી, તેથી વાંદરી વાંદરાનેકહે

દાહરો-સાંભળ ભુંડા વાંદરાને, તારૂ હૈયુ રાખ નીરધાર પડીએઅમરત વાવ્યમાં તો વળી આવે મનુષ્ય અવતાર.

હે વાંદરા આપણને શિવે કહ્યું માટે વાવ્યમાં પડીએ તો મનુષ્ય થઇએ ત્યારે વાંદરો કહે છે.

દાહરો= દેહી પોતની બાળી કરીને બાવો ચોળેરે જેને રાખ, વાંદરી માં જાણો ઇસ્વરાંર એવા લગોટા ફરેજેને લાખ.

હે અસ્ત્રી એમને ઇસ્વર કેમ કેહેવાય. એવા તો રાખચોળી ઝટા વધારી લંગોટીવાળી ઘણાએ બાવા રખડે છે, માટે હુનો નહી પડુ જે એવાનું કહ્યું કરીએ તો ભવ ખોઇએ પછી વાંદરીએ ઘણુએ કહી સમજાવ્યો પણ વાંદરાએ માન્યું નહી એટલે છેવટ થાકીને એકથી વાંદરીએ તે વાવમાં શ્રી રામ કહી પડતુ મુક્યુ તે પડતાં વાતજ સોળ વરસની ઇંદ્રના ઘરના જેવી અપસરા થઇ રહી તેમાં પોતે નગ્ન શરીરે ઉભી રહી છે પછી વાંદરો તે સ્ત્રી જોઇ મહા મોહીત થઇ ગયો ને પોતે તેની પાછળ વાવ્યમાં પડવા માંડયું એટલે સ્ત્રી બોલી.

દાહરો-સાંભ૦ ભુડા વાંદરાને વળી હવે ન ભરતો ફાળ; અમરત ચોઘડીયું વહી ગયુંને, હવે સામો ઉગતોરે કાળ,

હે ભુડા વાંદરા હવે તું પડીશ તો મરી જઇશ કારણ કે એ પળ ગઇ જો તું મારા સાથે પડયો હોત તો તારૂ કામ થાત એવું સાંભળી વાંદરો મનમાં પસ્તાઇ ઘણો શોક કરવા લાગ્યો અને સ્ત્રીને કહે છે.

દાહરો—અમે તે વન કેરાં વાંદરાને, વળી ફરીએ તે ડાળોરે ડાળ તુતો વાંદરાની સુંદરીને, તને લઇ જશે ભુપાળ

હે ભુંડી ત્યારે હવે માહારા શા હવાલ થશે તને તો આવા રૂપવંતી જોઇ કોઇ રાજા લઈ જશે ને મારે તો ડાળે ડાળે ભટકવુ પડશે ત્યારે સ્ત્રી બોલી કે મુડા વાંદરા તુ શીદને ચીંતા કરે છે તને મુકીને હું ક્યાંઇ જઉંરા નહીં તુ પેહેલેથી તક ચુકયો ને હવે વીમસે શું વળે હવે તુ વનમાં જઈ વનફળ લઇ આવે તો આપણે બંને જણ ખાઇએ એવું સાંભળી વાંદરે વનમાં વનફળ લેવા ગયો એવામાં હારા શેન રાજા, મનરંજણો પ્રધાન, તથા એક ધાંયજો એ ત્રણ જણ શીકાર રમી પાછા ઘેર જતા હતા તેઓ એ વાવ્ય ઉપર આયવા ને તે વાવ્યની પાસે એક ઝાડ હતુ ત્યા જઈ બેઠા પછી રૂપાની ઝારી ધાંયજાને આપીને તે વાવ્યમાં પાણી ભરવા મોકલ્યો ધાંયજો ઝારી લઇ જેવો વાવ્યમાં એક બે ને ત્રણ પગથીયાં ઉતરયો એટલે પેલા સ્ત્રીએ ના અવાજ સાંભળયો કે કોઇ પુરૂષ આવે છે ને હુતો નગન છું તેથી પોતે માંહીથી ઘાંટો કાહાડીને કહ્યુ કે ખબડદાર કોણ આવે છે ધાંયજાએ એકાએક ઓચીંતો વાયમાંથી ભયંકર અવાજ સાંભળ્યો એટલે તે બીગ્યો તેથી હાથમાંથી ઝારી પડી ગઇ.

દોહલો = ખડખડ ઝારી હાથેથું પડી, માથેથી પાઘડી ઉડી જોઝ વીસારી ત્યાં તે રહેયો બુમ પાડી રાજા આગળ ગયો.

ધાંયજો થરથર ધુજતો ધુજતો ઉઘાડે માથે નાઠો નાઠો રાજા પાસે આવ્યો, રાજાએ પુછયું કે પાણી લાવ્યો ત્યારે ધાંયજો કહે માહારાજ ભલું તમારૂ પાણી કુનો માહારા ભોકરાના નસીબે માંહીથી જીવતો આવ્યો હું માંહી ઉતરયો એકાએક એવો મોટો ભયંકર અવાજ થયો કે તે સાંભ

ભીને છળી મુવો ને ઝારી હાથમાંથી વાવ્યમાં પડી ગઇપા
ઘડી પણ માથેથી પડી ગઇ ને મારા જોડા પણ મુકીને ના
શી આવ્યો છું, તે હજુએ સમો વળ્યો નથી તે સાંભળીરા
જા ઢાલ તરવાર લઇ વાવ્ય ઉપર આવ્યા ને વાવ્યમાં એ
ક પગથીયું ને બીજે પગથીએ ઉતરયા કે માંહેથી ગણગણા
ટ કરતો અવાજ થયો તે સાંભળી ત્યાં રાજા ખમચાઇનેઉ
ભા રહયા પછી માંહેથી સ્ત્રી બોલી કે કોણ આવે છે હું ન
ગન છું, ત્યારે રાજાએ કહયુ કે તુ ડાકેણ છે. ચુડેલ છે, કે
કોણ છે ત્યારે સ્ત્રીએ કહયું કે હું દુઃખની મારી સ્ત્રી છું પ
ણ નગ્નસ્ત્રી છુ ને તમે પુરૂષ છો તેથી તમને ના કહુ છુ પ
છી રાજાએ પોતાને ખભે દોપટો હતો તે વાવ્યમાં નાખ્યો
એટલે તે લઇ પેહેરીને ઉભી રહી પછી રાજા ધીરે ધીરે હીમ
ત ચલાવી વાવ્યમાં ઉતરયો ને જુવે છે તો મહા રૂપવંતી
કોઇ ઇન્દ્રની અપછરા જેવી સ્ત્રી દીઠી તેને જોઇ અંજાઇ ગ
યો પછી રાજાએ સ્ત્રીને કહયુ કે તુ આવી જગામાં કેમ રહે
છે, મારી સાથે ચાલ હું રાજા છુ માટે તારે જે જોઇશે તે
આપીશ ને તને મોહા સુખ ભોગવાવીશ પછી સ્ત્રી કહે મ
હારાજ હું તો કુવારી છુ ત્યારે રાજા કહે હું તાહારી સાથે
પરણીશ સ્ત્રીએ કહયુ કે તમે મને વચન આપો કે હું કહુ
તે તમારે કરવુ પછી રાજાએ તેને એવુ વચન આપ્યુ એટલે
સ્ત્રીએ કહયું કે એક તો મારી સાથે વાંદરો છે તે મારો જી
વ પ્રાણ છે તેને સાથે રાખવો ને બીજુ એ કે હું તમારી
સાથે છ માસ પછી લગન કરીશ રાજાએ કહયું કે એમ ક
રજે પછી રાજા પોતે વાવ્યથી બહાર આવી ઘાંયજાને કહયુ
કે તુ ગામમાં જઇ એક રથને પાંચ સાત સીપાઇ લઇ આવ
જે ઘાંયજો રાજાના કહેવા પ્રમાણે ગામમાં જઇ લેઇ આ

વ્યો એટલે રાજાને સ્ત્રી કહે છે કે આ રથ મંગાવ્યો છે તે માં બેસો હવે પેલો વાંદરો વનમાં ગયો હતો તે આવ્યોતે વામાં સ્ત્રીએ પડદો ઉઘાડી બાહાર મોહો કાહાડી જોયુ એટલે પેલો વાંદરો પેકડો મારી રથમાં પેશી ગયો તે રાણી પાસે જઇ બેઠો પછી રાજાને રાણી ગામમાં આવ્યાં ત્યાંરા જાએ રાણીને એક ડંડીયા મેહેલમાં ઉતારો આપી તેમાં રાખીને તેની હજુરમાં નોકર ચાકર તથા દાશી સોંપી રાણી પોતાના વાંદરાને સોનાની સાકળ બાંધી પોતાના પલંગે બાંધી રાખે છે રાજા કોઇ વખત પાસે જાય તો સાગી ખુરશી નાખી બેસવુ પડે રાણીની પાસે જઇ બેશાય નહી જો રાણીના થડમાં જવા જાય તો વાંદરો ડોળા કાહાડી સામોદંતઇયા કરી કરડવા જાય પણ રાજાને રાણી પાશે આવવાદે નહી પછી રાજાએ વીચાર કરયો કે આ વાંદરો રાણી પાશથી જાય તો પછી નીરાંતે વાત થાય નહી તો આપણનેજ થવા દેશે નહી એવું જાણી પોતાની માનીતી રાણી પાશે આવ્યો ને કહયુ કે જો તમે આ સ્ત્રીની પાશેથી વાંદરો આઘો કહડાવવાનો ઉપાય કરવો જોઇએ એમ વીચાર કરતાં કરતાં એક દહાડો એક મદારી વાંદરો અને વાંદરી લઇ રમત રમવા દરબારમાં આવ્યો એટલે રાજાએ મદારીને કહ્યું કેતુ રાણીના મેહેલ આગળ જઇ રમત કર ને રાણીને ખુશ ખુશી કર કે તને રાજી થઇ કાંઇ વચન આપે તે વચન લેઇતુ રાણી પાશે જે વાંદરો છે તે માગી લે એમ કહી રાજા મદારીને પેહેલા પચાસ રૂપીઆ આપીયા તે લઇ મદારી રાણીના મેહેલ સામો આવી રમત કરવા માંડી. એટલે રાણી વાંદરાને ઝરૂખે લાવી બેઠા પછી મદારીએ ખુબ રમુજી રમત કરી તેથી રાણી ખુશી થઇ મદારીને કહ્યુ કે તુ માગે

તે આપુ ત્યારે મદારીએ કહયુ કે આપનું વચન પછી રાણી એ મદારીને વચન આપીયું એટગે મદારી કહે કે આ વાંદરો છે તે મને આપો તે સાંભળી રાણી માહા ચીંતામાં પડી કે આણે શું માગ્યું જો ના કહુતો વચન જાય તેથી વાંદરો મદારોને આપ્યો ને મદારીને કહયું કે અજથી છ મહીને આ વાદરાને ખરેખર શીખવી પેહેલ વેહેલો મારી પાસે રમવા લાવજે હું તને કાંઇ ઇનામ આપીશ હવે મદારી વાંદરો લઇને જાય છે, તેટલામાં જતાંજતાં વાંદરો રાણીને કહેછે

દોહરો—ખાઓ પીઓને ધન વાવરોગે, વળી કાપડા પેહેરોને સાર. તમ માટે અમે વેચાવીઆરે; ભુંડી મદારીને દરબાર,

હે સ્ત્રિ હવે તુ ખા પીને મજા કર ને હું તો હવે જાઉ છુ એમ કહીને વાંદરાની આંખમાં ચોધારે આંસુ ચાલ્યા જાય છે તે જોઇ સ્ત્રી કહે છે.

દોહરો—વચન ચુકયો તુ તો વાંદરાંને, ભુંડા બોલી લજાવે તુ તો વેણ, તુજ ઘટ સાલે મોરી પ્રીતડીને, વળી મુજ ઘટ સાલે તારા નેણ.

હે વાંદરાં તુ વળી ચુકયોને હવે બોલે શું થવાનુ તને મારી પ્રીત સાલે છે ને મને તુ રૂવે છે તે તારા નેણ સાલેછે પછી મદારી વાંદરાને લઇ પોતાને ઘેર ગયો છ મહીના થવા આવ્યા છે એટલે રાજાએ રાણી સાથે પરણવાની તઇયારી કરી સામન તઇયાર કરયો છે ને લગ્નના બે ત્રણ દીવશ બાકી રહયા છે એટલામાં પેલો મદારી વાંદરાને લઇ રમતરૂ માડવા આવ્યો ત્યાં રાણીએ પોતાના સોસરીયા ચોકમાં મદારીને રમવા બોલાવ્યો રાજા પ્રધાનનેસાથે લઇ જોવાને રમ આવ્યા એટલે મદારીએ રમત ચાલતી કરી તેણે વાંદરાને

ખુબ રમાડયો તેથી રાજી થઇ રાણીએ ને રાજાએ મદારીને સરપાવ આપો પછી મદારીએ વાંદરાને કહ્યું કે તુ રાજાને સલામ કર એટલે વાંદરાએ રાજાને સલામ કરી ને રાણીને સલામ કરવાનુ કહ્યું એટલે પુઠ ફેરવીને બેઠો ને સલામ કરતો નથી તેથી મદારીને રીસ ચઠી એટલે વાંદરાને પાચ શાત લાકડીઓ ઝપાટી દીધી તેથી વાદરાના આંખમાંથીઆં સુ આવ્યાં તે જોઇ રાણી કહે છે.

૨ દુહો—સુણ સલક્ષણા વાંદરાને તુંતો ભરી ન શકયો જો ને ફાળ તારા શરીરે પડે લાકડાને તેતો મારા શરારે ઉઠે ઝાળ.

હે વાંદરા તારાથી ફાળ ના ભરાઇ તેથી તને દુઃખ પડે છે ને તારા આંસુ જોઇ મારા શરીરે ઝાળ ઉઠે છે પછ રાણીએ પોતાનો નવ લાખ રૂપીયાનો હાર હતા તે તોડી નાંખ્યો એટલે મદારી વાંદરાને મારતો છુટો મુકી મોતી વીણવા લાગ્યો વાંદરો છુટો થયો એટલે વિચારયું કે રાંડ પોલ કુળ ભોગવે છે ને અને માર ખવરાવે છે માટે લાગ લાગ આવ્યો છે તેથી કુદી રાંડનુ ડૈકુ મરડી નાંખુ એમ ધારીને ઠેકડો મારયો તે એક બાજુ ઝાલ્યું પણ ઘાખુ તુટી પડયુ એટલે તે નીચે પડયો ને તરત પ્રાણ નીકળી ગયા, તેવુ રાણીએ જોઇ મદારીને કહ્યું.

ચોપઇ—તોડ્યુરે નવસર હાર, ભુંઇ મોતી વેરાણા લગ્યો. હમણાં હતો કર માંહી મદારી વાંદરો કયાં ગયો.

મદારી વાંદરા સામુ જુવે છે તો મરી ગએલો દીઠો પછી રાણી વાંદરાને મરીગએલો જોઇ વિચાર કરે છે ને મનને કહે છે.

૯ દહરા કર પાંખડીરે હવે જીવીને શુંએ કરેશ; તો શુ બહ્મણી ગાહરે ઝીતડીરે હુતો તેના ભેગાંરે બળેશ

રાણીએ ધારયું કે મારો જે જન્મ ધણી તેતો મરી ગયો હવે માહારે જીવીને શું કરવું છે. માટે હવે તેની પાછળ મરવું એમ કહી જેની તેની પાછળ પડવા જાયછે એટલે રાજા તેને ઝાલવા ઉઠયો પછી તેમની પાછળ પ્રધાન પણ ઉઠયો રાણી પડી એટલે રાજા પણ રાણીની પાછળ ઝાલવા ગયા તે પડયા. ને પ્રધાન રાજાને ઝાલવા ગયો તે પણ પાછળ પડયો, એટલે ત્રણે જણના જીવ નીકળી ગયા આવો બનાવ જોઇ મદારી ગભરાયો કે હવે મારી શી વલે થશે ને માહારે માંથે તોહમત આવશે; એટલે મને રીબાવી રીબાવીને મારશે. માટે લાવને એકદમ મરી જઉ એટલેદુખ તો ખમવું ન પડે પછી મદારી પણ પોતાને હાથે જીવ કાહાડીને મરી ગયો. જે વાંદરો હતો તે રાજા શાળીવાહનને પેટે છોકરો થઇ અવતરયો, તેનું નામ સદાવંત એવું પાડયું જે રાણી હતી તે તેજ ગામમાં નગર શેઠ પદમશાને ઘેર અવતરી, તેનું નામ સાવળીંગા પાડયું જે હીરાસેન રાજા હતો તેનું મન તો પણ રાણીમાં ને પરણવામાં રહી ગયું તેથી ઘણા નગરીમાં માણેકચંદ શેઠને ઘેર અવતરયો. તેનું નામ રૂપસા પાડયું ને પ્રધાન જે મનરંજણો ચતુર હતો તે બાહ્મણારૂપે થયો ને જે મદારી હતો તે રાણીનું રૂપ જોઇને મોહીત થઇ ગયો હતો તે ગંડોરાંડને પેટ છોકરો થઇને અવતરયો પણ રાંડીરાંડને થયો માટે તે છોકરાને લઇ જઇ વગડામાં મુકી આવી તે બાવા ધુંધળીમલની નજરે પડયો. એટલે પોતે પોતાના મઠ (આશ્રમમાં) લાવી ઉછેરી મોહોટો કરયો તેનું નામ ઓરપો પાડયું હવે રાજા શાળીવાહનને ઘેર છોકરો અવતરયો તેની વધામણી દરઘેર ચાલી.

ચોપઇ=રાગમંગળને ઘોળ, વધાવા જોને ગાયે છે

ઘેરે લીલા લેહેર ગાય છે સાહેલીયાં; થડ થડ થડકે કોય? ક
વીસ્વર કહી ગયા; શીખા બાંધી યાળીવહુન, સદેવંત કું
વર જનમીયા.

રાજાને ત્યાં માહા કાંતીવાન કુંવર જનમ્યો તે દહા
ડે ન વધે તેવો રાતે વધે; સદેવંત જ્યાં ભણું બાર વરસનો
થયો એટલે તો તેનુ રૂપ જોબન વેળાએ કામદેવ જેવુ થઇ
રહ્યુ પોતે રોજ સાંજ પડે કે પોતાના રેવંત ઉપર જવાહીર
નુ રતન જડીત પલાણ માંડી પોતે સ્વાર થઇ હવા ખાવા
નીસરે સાવળીંગા પણ એવી માહા તેજસ્વી ઇંદ્રના ઘરની
અપછરા જેવી ભણી ગણીને ચતુર થઇ છે તે દર
રોજ નિશાળે જાય છે; ને પોતાને મેહેલે પોતાના પીતાએ
સદાવરત બાંધ્યું છે કે કોઇ અભીયાગત માગવા આવે તો
તેને આપે પણ પાછો ન કાહાડે. સાવળીંગા ઘણા શોભિતા
શણગાર ધારણ કરી પોતાની સોળસે સાહેલીઓ રોજ સાં
જની વખત નવ ડેરીએ ગરબા ગાવા જાય છે એવામાં બાવા
ધુંધળીમલના ચેલા ગોરખે કહ્યુ કે માહારાજ તમે તમારી જ
ટા કેમ ચોળતા નથી; ત્યારે ગુરૂએ કહ્યું કે બચા મે જટા
કીસ તરેસે ધોઉ મેરેકુ એક સારા દીન લગતાહે નેપેર
તો બસ્તીમે મંગનેકુ જાના પડતાહે સો નિવરાસ મિલતી ન
હી એઇ વાસતે નહી ધોતા, તારે ગોરખે કહ્યું કે માહાર
જ મેં મગનેકુ જાઉં; તુમ તુમારી જટા આજ ધોઓ, ગુરૂકહે
બચા જાવે તો ખરા લેકીન લાલાબાટની પોળમાં મતજાની
ગોરખો કહે ઠીક માહારાજ મેં નહી જાઉ. પછી ગોરખે મ
થાના કેશ છુટા મેલ્યા અખંડ ભભુત લગાવી પરમ અંચ
ળો ઝોળી ડંડો પગે પાવડી ચકમક ચીપીઓ સેવીસોઝી અ
ને કાંખમાં ચીનરાની અવાચા કરી હાથમાં ડંડો લઇ કહ્યો ભીક

જોગી બની અલેખ અલેખ કરતો વસ્તીમાં ચાલો જ્યાં પદમ શા શેઠની હવેલીના સોનેરીયા ચોકમાં આવી અલેખ જગાવ્યો.

ચોપાઇ = સતકા બાંધ્યાં સદાવ્રત કે કુડાં બાંધ્યાં કામ ના ધરમીકી સુરત ધર્મ ભીક્ષા દાને ભામની.

બાવાએ કહ્યું કે જો સદાવ્રત સતનાં બાંધ્યાં હોય તો ભીક્ષા આપ અને જો કપટનાં કરચાં હોય તો જઇએ એમ કહી મેહેલ નીચે જઇ ઊભો પછી શાવળીંગા અવાજ સાંભળી જ રૂખે આવી જુએ છે તો બાવાને ઊભેલો દીઠો નહી ત્યારે હાક મારી કહે છે.

ચોપાઇ–મારા મોહોલુ હેઠ અલખ બાવે જગાવીયા ન વરા નોહોતા મારા હાથ બાવાજી પાછા ચાલીયા.

શાવલીંગા કહે કે માહારા મોહોલ નીચે આવી મને ઠાર લાગી તેથી બાવાજી પાછા ગયા એવું સાંભળતાં બાવે સનમુખ આવી કહે છે,

ચોપાઇ–દેવું હોયતો દ શબ્દ પાળો શામની અતીત ઉભો છે તારે દ્વાર ભીક્ષા દાને ભામની.

બાવાને સનમુખ ઊભો જોઇ શાવલીંગા કહે છે.

ચોપાંઇ = ઊભા રેહોને બાવાજી આજ ભીક્ષા તુમે લીજીએ તમ આવે લીલાલેહેર આશીશ અમને દીજીએ.

એમ કહી શાવલીગા પોતે સોનાનો થાળ ભરી બાવાને લોટ આપવા આવી તે જોઇ બાવો કહે છે.

ચોપાઇ–નાંખ્યાં નજર કેરાં બાણ આટો કેમ લીજીએ આવો માગે જોબન કેરાં દાન અતીતકુ દીજીએ.

તે સાંભળી સાવલીંગા બોલી.

ચોપાઇ–તમેરે પુજ્યા દેવ તમે જ રચીયા તમે પગયા જોગી રાજ તમારે નારી ફેવીઆ.

હે બાવાજી તમે સંસાર મુકી જોગી થયા ને તમારે ન: રીનો ખપ શો તારે બાવો કહે છે.

ચોપાઇ-નથી પુજા મે દેવ, નથી પુજી દેવી ઓ ગુરૂએ અપ્યા શબ્દ નાંખુછુ નીત ફેરીઓ.

બાવે કહયું હુતો દેવ દેવીને ઓળખતો નથી; પણ ગુરૂના વચનને કરીને અહી ફેરા ખાઊછું શાવલીગા તેના બોલ સાંભળી તેનું રૂપ જોઇ ઘણી મેહીત થઇ ચેલાને કેહે છે

કામની રૂપ શરૂપ રૂદમાં જાણીએ શેહેર સમુંના મર જાય મન ગમતુ માણીએ.

શાવલિગા કહે બધુ શેહેર ઊંધુ વળયું કે કોઇ નારી નથી માટે નગરમાં જઇ કાઇ સારી જોઇ પરણો તે સાંભળી ચેલો કેહે છે.

ચોપાઇ-તુહી હે રૂપ સ્વરૂપ હાજર રેહો તુમ ખડી દેને જોબન કેરાં દાન લગન કરને અબ ઘડી.

ચેલે કહયું કે તારા જેવી રૂપાળી કોણ છે માટે તુજ લગ્ન કર એવું સાંભળી શાવળીગાને રીસ ચહડીને ચેલા કહયું.

દોહરો=બાવા મારા બાવલીયાને વળી નજર રાખ તારી ઠીક ફોડી નાંખીશ તાહારાં તુમડાં તો તુ શેણુંરે માગીશ ભીખ.

એવું સાંભળી ચેલો કહે છે.

દોહરો=મુનએ ચંચળ નારચાંને વળી બોલનકુ જરા શીખ વાડેથી લાવું બીજાં તુમડાંને વળી તેમાંરે માગુ હુ. તો ભીખ.

હે શાવળીંગા જરા વિચાર કરીને બોલ તું તુમડાં ફોડી નાંખીશ તો વાડે ઘણાં નીપજે છે તે સાંભળી શાવળીગ

ક્રોધ કરી દેહે છે.

ચોપાઇ-વાંકાં કરી નેણ બાવાજી તમને મારશું ઝીગી પડશો ઉભે બજાર તુમડાં ફુટશે હાથશું

તે સાંભળી ચેલો કેહે છે તું એવી કેવી કામણગારી છે તે નજર કરી મારીશ એમ કહી કહે છે.

ચોપાઇ-સુનએ ચચલ નાર કસ ઉડ મર જાઇગે હેને જોબન કેરા દાન હુવા રૂકે જાઇગે.

હે શાવળીગા ગુમાન કરે છે તે શું કેટલા કાળ જીવ વાની છું ત્યારે શાવળીગા કહે છે.

ચોપાઇ-સુવા જાતનો છે અતીત, કોણ તારી જાતી આવવા દે પિતા મુજ આજ પછે છે તારી વાતડી.

શાવલીગા કહે સુવા તુ અતીત થઇને આવી હડ કર છે માટે મારા બાપને કહી તારી વલે કરાવીશ ત્યારે ચેલો કહે છે

ચોપાઇ=બડો પીતા તારો શેઠ લુટાવે ફુલ વાડીયાં તે રે સરખી કલીકા કયા બાર કાયકુ મેણાં મારીયાં.

હે સ્ત્રિ તાહારો બાપ તો મોહોટો ઉમરાવ છે, ઍરે ફુલની વાડીયો લુટાવી દે છે ને તું તો ફુલની કળી જેવી છે તે માં આટલો ગુમાન કરી મેણાં મારે છે તેવાં વચન સાંભ ળી શાવળીગાને ક્રોધ ચડયો ને આંખો કરડી કરી બાવા ના સામુ જોયું,

ચોપાઇ-માવો માએ લોટ કે ઝેહેર જાણે આખણે સા. ક્યાં નેણ કેરાં બાણ બાવો પડયો બારણે.

જ્યારે સાવળીગાએ રાતાં ચોળ જેવાં લોચન કરી બા વાના સામી નજર કરી જોયું કે બાવો તેનુ તેજ જોઇ અં જાઇને ભોંય ઉપર પડયો. તે પડતાં ચીબાકો સાંભળી સાવ ળીગાનો ભોજાઇ પોતે બારીએ આવી જુએ છે તો બારણે

આગળ બાવાને પડેલો દીઠો તે જોઇ વીચાર કરે છે નાણંદ નાના છે પણ કામણગારા નિકળ્યાં બાપડા બાવાને જોતજોતામાં બોંય પાડયો. એમ વિચાર કરીને કેહે છે.

ચોપાઇ—નાણંદ નાનેરા બાળ, કામણ કયાંથી શીખીયાં, જોગી મારયો અબધુત ઘરોઘર ભીખીયાં.

હે નણંદ આ બાપડા ભીખ માગનારને તમે મારયો, તે સાંભળી શાવળીગા પોતાની ભોજાઇને કહે છે.

દોહરો—મેરે મારયો હોયતો હુઆ મરૂને નીકર મરજો ભાભી તારો વીર, ડાબી આંખને ફરૂકડે, વળી ફાટી પડયોરે ફકીર.

દોહરો—એક મારયોને બીજો મારશો તો, વળી નગરમાં થાશે જાને વાત; જોગી મારયો જટા ધારીયોરે બાઇ જેવોરે ગોરખ નાથ.

હે બાઇ આ એક મારયો ને બીજો મારશો તો; ઘેરઘેર તમારી વાત થશે, એમ કહી પોતે મેહેલમાં પેસી ગઇ હવે ગુરૂ ચેલા પાસે આવીને ચેલાને કેહે છે.

ચોપાઇ—ચેલારે તુટો જોને આભ તુટીરે જાણે આભલી ચંદ્રારે બદની નાર કામણ ગારી કોણ મળી.

હે ચેલા તને શું થયુ તારે માંથે આભ તુટયો કે તને કોઇએ કામણ કરયાં, તે સાંભળી ચેલો કેહે છે.

ચોપાઇ—નથીરે તુટયો ગુરૂ આભ, નથીરે તુટી આભલી કામણગારી નાર શાવળીગા મુજને મળી.

હે ગુરૂ મને શાવળીંગા કામણગારી મળી છે તેણે કામણ કરયાં છે. બીજુ કાંઇ થયુ નથી તે સાંભળી ગુરૂ શાવળીંગાને કેહે છે.

ચોપઇ—મુગુરે ચંચળ નાર, લડકેસે કયું લડી,

રે લઉગા ઉતાર અર સે કયું પડી.

હે શંડ તેં મારા ચેલાને કેમ મારયો; તને શ્રાપ દઇ બાળી ભસ્મ કરી નાંખીશ. નહીતો સાચે ચાચુ કહે તે સાંભળી શાવળીગા નરમ થઇ બાવાને કહે છે.

ચોપાઇ-દીઠી જોબનવંતી નાર જીવડો ચાલ્યો છળીને એમાં શો અમારો વાંક શું આવ્યા ચેલાની વારે ચહડીને

હે માહારાજ માહારૂ જોબન ને રૂપ જોઇ તમારા ચેલાનો જીવ છળી ગયો તેમાં હું શું કરૂં ત્યારે ગુરૂ કહે કે તું એને ઉઠાડ પછી શાવળીગા પોતે ચેલા પાસે આવી કહેછે;

ચોપાઇ-ચેલાજી બેઠા થાઓ આંજુ તમારી આંખડી પેહેરવા આપુ પીતાંબર લાલ ચહડવાને આપુ ચાખડી.

હે માહારાજ હવે તો ઉઠો પણ ચેલો ઉઠતો નથી તારે સાવલીંગા પોતે ચેલાની સામુ હશીને લાલચ દે છે.

ચોપાઇ ઉઠોને માહારાજ આપણ કરીએ ગોઠડી કરાવું ભોજન બત્રીસ જમાડુ રસ રોટલી,

હે માહારાજ તમારે જમવાની ઇચ્છા હશે તે તમને જમાડીશ ને તમે ઉઠો તે સાંભળી ચેલો કહે છે.

ચોપાઇ-મળ્યાંરે તાહારાં પકવાન બળી રસ રોટલી સલામત મારા મેહેલા કેરો લોટ, બળીરે તાહારી ગોઠડી.

હે સ્ત્રી મારેતો તાહારૂ કાંઇ જોઇતુ નથી પછી ગુરૂ ચેલા ઉપર હાથ ફેરવી ચાલે છે ને કહે છે.

ચોપાઇ=ચેલા ન સમુ હોય તો નાશ શેહેર નહી આપ મારશે માહાજન કેમ લોક કોઇ નહી કહે બાપડુ

બાવા રીશ ચહડાવી લોકોને કહે છે તુમ સબ લોક

ઇંદ્રરસે ચશ્રે જાઓ નહીંતો સારા શેહેર ફુમકુળ કરડાળુમ પાસ લોકો માનતા નથી એવામાં સદેવંત કુવર ઘોડે બેસી ફરતા નીકળ્યા હતા પોને ત્યાં લોકો ભરાએલા જોઇ પોતે ત્યાં આવ્યા ને ત્યાં બધા લોકોને ખસો ખસો કેહે છે. પણ માનતા નથી એવુ જોઈ પોતે ઘોડો લઇ વચમાં પડ્યો ને પોતાની પાસે ચાબકો હતો તે લોકોને જપાટવા મંડયો એટલે લોકે દોડાદોડ કરવા લાગ્યા પછી બાવો પોતાના આશ્રમ ઉપર ગયો, ને ઓરખાને કુંવરે પાસે બોલાવી પુછ્યુ કે અહ્યા ત્યાં શું હતું કે લોકો ભરાયા હતા તેવારે ઓરખો કહે હે માહારાજ તમારા નગરમાં છુપતી ડાકણ છે તેમને વળગી હતી પણ મારા ગુરૂએ મને છુરતો ઉડાડયો. ને અહીંયાં લાવ્યા નીકર ઉગરત નહીં તારે કુવરે કહ્યું કે માહારાજ ડાકણ બાકણની તો વાતો ને સાચે સાચુ કહો તેવારે ચેલો કહે માહારાજ તમારા નગરમાં મે સ્ત્રી દેખી તેના તેજે કરી મુરછા ખાઇ હેઠો પડયો એમ કહી કેહે છે.

ચોપાઇ અપછરાની અગુસાર ગેહ પદમની કુવરી પ્રત લોકની માંચ અપછરા એ. ઉતરી છેદ્રીઝચળ અચળ અલબેલ ચપળાશી ચમકે બનમે એ મોહનની આખજયુ ચઉદા રેહન જળકે નેનમે.

હે રાજા કે જેની આંખની ઉપમા કેવી કે જેમ મેઘ વનને વિષે ચપળા કહેતા વિજળીનો ચમકારો થઇ રહેછે તેમ તેની આંખ ઝબકારા મરે છે એવી જ્યાં ચેલે ઉપમ દી એટલે સદેવંતને મોહ થયો ને કહે તુ મને તેહનુ નામ ઠામ બતાવ ને તે ક્યાં રહે છે તે સાંભળીને ચેલો બોલ્યો

દોહરો—કિસા નીરોએરીનાં ઝાડવાને, સામી સરઈ ધાની ઓળ; અવર કસ્તુરી મોહક મઝીને રત્ન એર સાં

ભીઝાની પે.ળ.

જ્યાં એવી નીશાની સાભળી એટલે સદેવંત પોતેઘ્રરો ઘરથી લાલા બારોટની પોળમા આવી જુએ છે તોએકથી એક ઘાણી ઉચી હવેલીઓ દીઠી તેથી વિચારમાં પડયો કે આમાં સાવળીંગાની હવેલી કઇ હશે એવો વિચાર પોતે પોળ વચ્ચે ઉભા રહી કરે છે એટલામાં રાજસભામથી લાલાબારોટ ઘેર આવ્યા તે સદેવત કુવરને શેરી વચ્ચે ઉભાં રહેલાં જોયા પછી સદેવંત કુવરને બોલાવી કહે છે,

ગોપાઇ–શેરી વચ્ચે સદેવંત આવીયાને, વળી ઉભાં રહ્યાં જોને માહારાજ સાચે બોલો કુવર સલક્ષાણારે તમે આવ્યા છો કોને કાજ.

હે સદેવંત કુવર તમે અહી શેરી વચ્ચે કોને સારૂઆવી ઉભા છો તારે સદેવંત લાલાબારોટને કહે છે,

દોહરો— લાલબારોટ મન વસયાને વળી વમથી વાલેરૂ નહી કોય. તમારી શેરીમાં એક નારી રહેને, તેનો મેળાવો કરી દોય મોય.

ચોપાઇ–મેલાવો કરી દોને મોય, આલુ કડાં કંઠી ચોકડા લુટાવી દઉ ધનમાલ, રૂપઇયા આપુ રોકડા. પાલખી કડાં સુખપાલ, અલુ હાથી ઘોડલાં; અડધુ આલુ રાજ પાટ, આલુ રથ જોડલા;

સદેવતે કહયુ કે હે બારોટ હુ તમને કહ્યુ તે આલુ પણ મને એ નારીનો મેળાવો કરી દો બારોટ કહે ભાઇએ નારી કઇ એનુ કાંઇ નામ ઠામ હશે કે બાપ્પે મારે નારી જે એવી નારીઓ તો મારી પોળમાં સો છે જો તેનુ નામ ઠામ કહો તો બતાવુ તારે સદેવંત કહે પદમશાની દીકરી સાવળીગા તેનો મેળાપ કરી આપો હું તમપે કહેશો ત..આ

પીરા તે સાંભળી બારોટ કહે છે,

દોહરો—દામ નથી હરામનારે, એ રાજા લોભ લીયેન હી જાય ઘેર ઘેર મારાં માત પિતાને રાજા મુખથી તે કેમ કેહેવાય.

બારોટ કહે રાજા દામ લોભથી નહી લલચાય એને કાંઇ કમિ નથી કે તમારી સાથે પઇસા સારૂ પ્રીત કરે ને મા શથી એને મેડે જઇને કેમ કહેવાય મારા મેહેલામાં તો મારે બધે માત માત પીતા જેવું છે હું એને કહુ ને એ જઇને એ ના બાપને કહે તો મારી ઇજત જતી રહે માટે મારાથી તો તે ન કેવાય તે સાંભળી સદેવંત કહે છે કે બારોટ તમે જો મને ન મેળવો તો તમારૂ વચન જાય ને માહરે તો એની પછવાડી તો જીવ કહાડવો પણ એનો મેળાવો કરવો બારોટ કહે એવું તમારે શુ કામ છે કે એના પછાડી જીવ કહાડો છો તારે સદેવંત કહે કે હે બારોટ મને બાવાએ કહ્યું મે નવખંડ મા દ્વિપ જોયા પણ એવિ નારિ કોઇ ઠેકાણે દિ ઠી નથી તેમ પણ કાને સાભળી નથી ને ઇંદ્રને ઘેર પણ એ વી અપછરા નહી હોય એવું એનુ રૂપ છે તે શાંભળી એ ના ઉપર મોહ થયો કે મારે એ સ્ત્રિ જોવી બારોટ કહે કે એ નો મેળાપ થવો માહા રોહલો છે સદેવંત કહે જો તમે મે ળાપ નહી કરાવો તો પછી ખજાથી થવાનો નથી ને માહ રે પણ પ્રાણ મુકયા વિના છુટકો નથી ત્યારે લાલા બારો ટે કહ્યુ કે ભાઇ હમણાં તું ઘેર જા ને સાંજના ચાર વાગતાં તુ પાછો અહી આવજે એટલે તે નીશાળેથી આવતી હશે તે તને અગાશીમાંથી બતાવીશ હમણાં તો એ નિશાળે હશે એ મ કહી બારોટ પોતાના ઘેર ગયા ને સદેવતને કાંઇ સુજતુ નથી ને સાવળીગાની મનમા જ ખના લાગેલો છે તેથીટ

ઇ ચેન પડતું નથી ને મનમાં વીચાર કરે કે કયારે ચાર ૦
જે ને જઇને તેને કયારે મળુ એમ વીચાર કરતા કરતાં ત્રણ
ને ચાર વાગવ આવ્યા એટલે શદેવંત કુવર પોતાના શો ભ
તા શણગાર પેહેરીને તઇયાર થયો.

તરે તરેહના શણગાર સજી પોતે માહ્રા કામરૂપ જેવે
બનો ઘોડેસ્વાર થઇ લાલાં બારોટને ઘેર આવ્યા લાલાબારોટ
સુતા છે તેથી પોતાનો ઘોડો થાંભલે બાંધી પોતે લાલા બા
રોટના પલંગ પાસે જઇ તેમને જગાડયા ને કેહે કે બારોટ
ચાર વાગાની વખત થઇ હવે મને એ સ્ત્રી દેખાડો મને બાર
એ કહયું તે વાત ખરી છે કે ખોડી એનુ એવું રૂપ છે કે
નહી ત્યારે બારોટ શદેવંતને કહે તને એના રૂપની ખબરછે
જો તને વરણવી બતાવુ એમ કહી સદેવંતને કહે છે,

કવિત–ચાલ લાવણીની.

ચિત્ર રૂપ ચીતમાં છાજે, ચંપ વરણ વન ચીત ભ
રી પુરવ પુન્ય કીયે જેને કોડીક સો પાવે એશી નારી, સુક
ચાંશશી નાક બતીહે દત બને દાડમ કળી જુગ જગા આતા.
તન કોમળ ચરન બને જેશી વન કદલી નાજુક પુતળી કે
મર ચબીલી દશ આંગુળીયા મુગ ફળી ચંદ્ર બદનને મ્ટગ
લોચન જેસી અજબ બની રંભા પુતળી એસી અદામે સ
બ જગ મોહયા સુન સુંદર પર બલીહારી પુરબ પુન્ય કીયે
જેને કોટીક સો પાવે એસી નારી.

બારોટ કહે હે રાજા જેને પુરવ પુન્ય કરોડો કરયાંહ
શે તોજ એ નારી મળે નહી તો મળનાર નહી એવું કહી
બારોટ વળિ કહે છે,

કવિત—મુખ બન્યો મેહેતાબ શશીઓ, દાંત જડયો સ
મ હીરાનેરી પુરન પાનસો પેટ કહી જે છાતિ બની કચી કે

રી કંડ કોકીલ કોયલ જેશા મદન કેરૂને તુજ ઘેરી ચાલ ગ જરાજ સરીખી સો કોઈ આશક કરત ફેરી છુટે પસીનાભમ ર બારા લે લએ બાળ નાઅન કાળી પુરવ પુન્ય કીએ જેનકે ટીક સો પાવે એસી નારી ।

એટલામાં સાવળીંગા પોતાની સેળસેં સાહેલીઓને લ ઈ પ્રતે હંશાની ચાલ ચાલતી આવે છે અને તેનુ મુખાબિંદ સુર્યના જેવું પ્રકાશ મારી રહયુ છે તેવી તેને આવતી જોઇ બારોટ સદેવંતને કહે છે કે કુંવર તમે ઉતાવળા જઈ ગાંધી રીએ ઉભા રહો ત્યાં તમને તે મળસે સદેવંતે વેગળેથી આ વતી જોઈ હતી એટલે મનમાં ઘણો મોહીત થઇ રઘાચોરલ વાયા ઘોડેબેશી ગાંધી શેરીએ ગયો.

ચોપાઇ— છુટે યકી કામન લાગા, નેનને મુજરા ચાલે હંશા ગત ચાલ, અંબે ફુલનકા ગજરા; સાવલીંગા રૂપ સ્વરૂપ ઘર દિશાએ ચાલાયાં જેમ માનસરોવર માંહ, હંશગતહંલીતાં

એવી રીતે તેને આવતી જોઇ રસ્તા રોકી વચે ઉભા છે એટલામાં સાવલિંગા શોળસેં સાહેલીયો લઇ ચાલી આવે છે અને જે જે સહેલીઓના ઘર રસ્તામાં આવે છે તે ઘેર જઇ નવરંગીએ ગરબા ગાવાને સારૂ આભુશોભિતા શણગાર કાહાડી નાંખી સોબી । પેહેરવા જાય છે એમ કરતાં સાવલિ ગા પોતે એકલી રહી તે ઘર ભણી ચાલી આવે છે એટલામાં સદેવંતનો ઘોડો રસ્તામાં ઉભેલો જોઇ બચ્ચકાઇને વીચાર કર વા લાગી કે રાજાનો કુંવર ઉભો છે તેથી સામા જવું નહ કારણ કે એ મહા તોફાની છે તેથી મને કાંઇ કેહેશે માટે કાંઇ આડો રસ્તો કાહાડીને ચુકાવી ઘેર જઉ એમ ધારી તે એક ગાંધી ઉપર ફુદો કહયો.

દોહરો—ગાંધી કસ્તુરી જોઇને આપજેને વળી ઓારોજ

નુકોરે ખવાય, કોઇક માણુસ આડુ ઉભુ રહયુ તેના અડુ તે કેમ ઉતરાય.

એવુ સાંભળી સદેવંતના મનમાં એમ આવ્યુ કે ગાંધીને ઘેરથી કસ્તુરી લઇને આવે છે પણ શાવળીગાની મતલબ એવી હતી કે રાજા તુ કસ્તુરી ખોળવા આવ્યોછુ તે તને રસ્તામાં નહી મળે એમ કહી આડે રસ્તે થઇ પોતાના મેહેલ ભાણી ચાલી નીકળી ઘેર જઇ સોળે શણગાર ધારણ કરી વાળેવાળે મોતી પરોવી મોહો મુલ્યવાન વસ્ત્ર પેહેરી કોઇ રંભાની માફક બની ઠણીને નવ ડેરીએ ગરબા ગાવા ગઇ ને રાજાતો તેની વાટ જોઇ ત્યાં ઊભો રહયો છે તેને પાછો બોલાવુ એમ ધારી બારોટ પોતાની અગાશીમાં રહીને રાજાને કેહે છે.

ચોપા=સદેવંત ઘોડીલો ખેલાવ આવ મોહારી શેરી એ સોળસેં સાહેલીનો સરદાર રમે છે નવ ડેરીએ.

હે રાજા તું શું ઊભો રહયો છે પાછો આવ એતો નવડેરીએ ગઇ ત્યાંથી રાજા બારોટના ઘર આગળ આવ્યો અને શાવળીગા નવડેરીએ ગઇ એવી વાત સાંભળી ઘોડો છુટો મુકી ધસ્યો ધસ્યો નવડેરીએ જઇ ઊભો રહયો. અને જુવેછે તો એક એકથી ચહડીયાતી સોળસે સાહેલીયો દીઠી તેમાં શાવળીગા કેઇ તે ઓળખાતી નથી, તેથી પાછો નીરાશ થઇ બારોટ પાસે આવી કેહે છે.

ચોપાઇ-જેને સોળસે સાહેલીનો સાથ બારોટ કેમ જાણીએ, કેઇ શાવળીગા નાર અમને તો ઓળખાવીએ.

હે બારોટ સોળસે સાહેલીઓ ત્યાં તો એક રૂપ થઇ રહી છે તેમાં શાવળીગા અમને ઓળખાવીએ ત્યારે બારોટ કહે રાજા તારા જેવો મુરખ કોણ હશે કે પુછો ગાંઠો

વગર છુટો મુકી નાહો તે મારા ઘોડા સાથે લઢયો ને દાર
ડાં તોડી નાંખ્યાં આવો તુ બાઘા ચકવા જેવો કેમ બની
ગયો છે શાવળીગા તારી કીમત કરશે કે રાજા મુરખ જેવે
છે માટે જરા શાણપત આણીને તેની પાસે જા સદેવંત કહે
ભાઇ એનુ રૂપ જોઇ ગાંડો થઇ ગયો છુ, તેથી મને કાંઇ સુ
જતુ નથી. બારોટ કહે તું તારો ઘોડો બાંધી ધીરજ રાખ
ને જા હું તને એની સોીશાની બતાવું છુ તે યાદ રાખજે

દોહરા=ઘુઘરીઆળો જેનો ઓઢણોને વળી સાહુડે કસ
બી કોર કંઠે તે લાલ મણી ઝગકેને એના હુઇડામાં ડલકે
જાને મોર.

હે સદેવંત એની આંખો વીણ શરમે અંજાએલી છે
ને બીજીઓને અંજન આંજવું પડે છે અને કપાળે ટીલડી
ચોહોડેલી છે તે બીજીઓના શોળે શાણગાર બરાબર છે એ
વુ એનુ રૂપ છે તે એધાની લઇ શદેવંત ધસ્યો ધશો નવડે
રીએ જઇ જ્યાં સોળસે સાહેલીઓ ગાતી હતી તેની વચે જ
ઇને ઊભો એટલે સઘળી સાહેલીઓ શરમાઇ આાધુ ઓઢી
એકઠી થઇ ગઇ અને શાવળીગા હતી તે પોતે આધુ ઓઢી
તેના સનમુખ આવી ઊભી રહી અને સદેવંતને કહે છે.

ચોપાઇ=સદેવંત કુવર સુજાણ ઊભા કેમ શોરીએ હુ
નકલંકી નાર નેણાં કેમ ફેરીએ, દખશે દુરીજન લોક વીચા
રશે કોઇ વાતમાં આપણ સરખે સરખાં દાય જાઓ સઊ સ
ઊના સાથમાં.

હે રાજા તમે તમારા સાથમાં જાઓ ને હુ મારા સા
થમાં જઊ કોઈ આપણને દેખશે તો વાત કરશે માટે હુ ને
કલંકી નાર છુ તેથી તમારે આવું કરવુ ન ઘટે આ કાંઇ
એકાંત જગા નથી ને પ્રીત તે કંઇ ઉઘાડી પતી હશે મ

કે તમે જાઓ. આવા મીઠાશનાં પચન સાંભળી સદેવંતમ
હા મોહીત થઇ ગયો ને શાવળીગાને કેહે છે,

હે શાવળીગા તાહારા જેવી રૂપવંતી સ્ત્રી જેને મળ
હશે તે પુરૂષ ન્યાલ છે અને તેને ધન્ય છે શાવળીગા સા
દેવંતનાં મીઠાસનાં વચન સાંભળી અને તેનુ રૂપ જોઇ ઘ
ણી મોહીત થઇ ગઇ અને સદેવંત કહે છે.

ચોપાઇ—સદેવંત છેડો મારો મેલ પાલવ રૂડા ફાટશે
ચુકીને દઇશુ અમે ગાળ લાખેણા રાજા લાજસે.

દોહરો=સુણ શાવલીગા સદેવંત કહેને વળી મેલુ તે
મનનીરે લાજ શીપ પડેને મારૂ ધડ લઢેરે ગોરી તોએ ન
મેલુ તુને આજ.

દોહરો—ઘુંઘટ મુખસે દુર કરોને તને ઘુંઘટ નહીરે સો
હાય કીયારે કુળની છે ગોરીયાંતે વળી વદન છુપાવી ઘેર
જાય.

હે રાણી મહારાથી મોં છુપાવી શીદ જાય છે શાવળી
ગા મોં તો દખાડે પણ પેલા ખાવાના જેવું થાય તો પછી
તેની શી વલે થાય તેથી મોં દખાડતી નથી પણ રાજાને
સમજાવીને કેહુ છે.

દોહરો—આરે ઘુંઘટમાં કપટ ઘણાને વળી ઘુંઘટ ખોલ્યો
નવ જાય જો હુ ખોલુ રાજા ઘુંઘટો તો વળી મરે કે માંદા
રે થાય.

હે સદેવંત જો તને માહારૂ મોં બતાવુ તો તુ મરે અ
ગર માંદો થાય.

ચોપાઇ—મેને ખાયા કેવલીયા વછનાગ ધતુરેસે કયુ ડરૂં
મેને રમાડે કાલે નાગ બીછુડસે કયુ ડરૂં

હે સ્ત્રી મે કેવળીઆ વછનાગ ખાધા છે તે ધતુરાથી

કેમ કરીશ અને વળી મેં કાળો નાગ રમાડયો છે ત્યાં શું વા ળુથી કરીશ. માટે મને તારૂ મોઢું દેખાડ તે સાંભળી શા વળીગા બોલી.

હે રાજા ચાર ડગલાં મને આઘી જવાદો પછી તમ ને મોં બતાવું પણ તમે મને ફજેત ન કરશો એમ કહી સદેવતથી ચાર ડગલાં આઘી જઇ મુખ ઉપરથી પાલ વનો છેડો ખશેડયો ને જ્યાં રાજા સામુ જુએ છે એટલે જે મ આકાશમાંથી એકદમ ઝબક કરી વીજળી નિકળી અ ને એકાએક કોઇના જોવામાં આવે અને અંજાઇ જાય તે રીતે રાજા અંજાઇ મુરછા ખાઇ પરથમી ઉપર પડયો અને શાવળીગા દશેક ડગલાં ગઇ એટલે આંખ ઉઘડી જુવે છે તો શાવળીગા જતી દીઠી એટલે મનમાં ઝુરવા લાગ્યો ને કહ્યું કે હવે મને એ ક્યાં મળશે ને એના મોબાપ ક્યાં થશે જે ના શાળે બેસવાનું કહું તો મારા બાપે ફુમાણાં ભગાવીને ઉડાડયો છે ને ગાદીએ બેસાડવાના તઇયારી કરે છે તે હવે પાછા ની શાળે કેમ મુકે એવો સોચનામાં સદેવંત કુંવર ગાંડા જેવો થઇ રહ્યો છે અને મુખથી શાવળીગા શાવળીગા કહે તો જાય છે.

સોહલો–શેરીએ સેરીએ સાદજ કરે દીસનો રાજાનુ દીવાનુ ફરે, વેણુ કામણ કરી ગઇ વેર, નિશ્ચય મરવું ગાહારે ખાઇને ઝેર.

રાજા પોતે વિચાર કરતા કરતા રસ્તે ચાલ્યા જાય છે એટલે બીજે દિવસે પોતાનો હજામ મેહેતાની હજામત કરવા જાય છે તે મળ્યો ત્યારે રાજાએ હજામને પુછયું કે અલ્યા વાંકલીયા તું ક્યાં જાય છે ત્યારે વાળંદીએ કહ્યું કે હું મોરનું હજામત કરવા નીશાળે જાઉં છું રાજા નીશાળનું તે

મ સાંભળી ખુશી થયા અને વાહાલીયાને કહ્યુ કે ભઇ તુ હજામત કરતાં પેહેલાં નીશાળમાં જઇ સાવળીગાની ખબર મને કેહે કે તે શુ કરે છે એમ કહી ઘેર ચાલતા થયા ઘેર આવ્યા એટલે પોતાની રાણી પાટમદે બે દીવસથી રાજા ઘેર નહી આવેલા તેથી ઉદાસ થઇ નિદ્રા આહાર વજી બેઠેલાછે એવામાં સદેવંતને આવતાજોયા અને ઘરમાંઆવ્યા

હે રાજાજી તમારો જીવ ઉદાસ કેમ રહે છે અને તમે આ કારણથી ડોલતા ફરો છો પણ રાજા કાંઇ ઉતર આપતા નથી અને એક કોરે ચુપ રહી બેશી રહ્યા છે. હવે પેલો વાહાલીઓ ધાયજો મેહેતાની નિશાળમાં ગયો ને ત્યાં મેહેતાજી ઊંઘી ગયા છે ને એક કોરે નિશાળીયા ભણે છે તેથી સાવળીંગા જોવામાં આવતી નથી એટલે ટાગોટા પાડી વાલીઓ ગાવા મંડી ગયો, (સદેવંતનુ નામ માહા વજીર, તેનુ છોકાબ મારા વાહાલાજી) એવાં રાતે કુદતો જાય છે ને ગાંતો જાય છે તે સાવળીગાએ સાંભળ્યુ એટલે વાલીયાને બોલાવી પડદામાં રહી કહે છે કે અલ્યા વાહાલીયા સદેવંતની શી ખબર છે ત્યારે વાહાલીયો બોલ્યો કે બાઇ તુમારી ચીંતામાં મરે છે ઘેલો ઘેહેલો ફરે છે હું તો ગોરની હજામત કરવા આવ્યો પણ ગોર ઉંઘે છે માટે પાછો જાઉ છુ ત્યારે સાવળીંગા કહે તુ મારા જરા નખ લેતો જા એમ કહી પડદામાંથી પોતાના બે હાથ બહાર કાડે છે એટલામાં વાલીયાની આંખો અંધારાં આવ્યા ને ભોંય પર ચકરી ખાઇને પડયો તે સુધ્ધ આવી એટલે ઉઠીને સાવળીંગાની આંગળીઓના નખ ઉતારી લીધા અને હાથેળીમાં નખ લેઇ રાજા પાસે આવ્યો તે વખતે પાટમદેને રાજા બંને બેઠા હતાં ત્યાં વાહાલીઓ આવ્યો એટલે પાટમદે પડદામાં ગયા પછી વાહાલીઓ રાજા પાસે આ

વીને બેઠા તેને સદેવંત પુછે છે.

સોહલો–એટલામાં આવ્યો વાહાલીઓ રાત, કુંવર પુછે છે તેને વાત, સુતારે સુખ નથી બેઠા નથી સુખ; વાંહાલી એ દેખાડયા જુવો નખ.

વાહાલીઆએ હાથેળી ઉઘાડીને રાજાને નખ દેખડયા એટલે રાજા મોહીત થઇ વાહાલીયાને કહે છે કે આ હીરની કણીયો કયાંથી લાવ્યો અને તે એની કીમત શી આપી એવી રાજાએ નખને બદલે હીરાકણીયો કહી (હવે રાણી પાટમદે પડદામાં બેઠા બેઠા બધી વાત સાંભળે છે રાજાએ પણ નખને હીરાકણીઓ કહી) એટલે વાહાલીઓ બોલ્યો માહારાજ આ હીરાકણીઓ નથી એતો શાવળીંગાના નખ છે રાજા કહે એના આવા રૂડા નખ તો હવે એ મને મળે તો અન પાણી લેવુ નહી તો મારે તેની પાછળ પ્રાણ ત્યાગ કરવો વાહાલીયા તુ એના નખ લાવ્યો ત્યારે એનુ રૂપ કેવુ છે એમ પુછે છે.

ચોપાઇ—જેવી દીઠી હોય નાર, તેવી કહી બતાવજે; કુડને કપટ કાંઇ, હઇયે નવ રાખજે.

તે સાંભળી વાહાલીયો રાજાને કહે છે.

સોહલો–મે નથી દીઠી નારી. હું તો ફરતો નગરી સારી, તમને કહુ છુ સાચીરે વાણ, વાણ જોએ વાગે મોહ બાણ

દોહરો–કર ઝાલીને નખ આપતારે, મારૂં હઇયુ તે નવ રહયુ ઠોર જાણે ઝબુકે રાજા વીજળીરે, જેમ ઇંદ્ર ઘટામાં ઘમ ઘોર.

દોહરો–ઇંદ્ર ઘટામાં ઘન ઘોર, ઝબુકે જેમ વીજળી,તે દીઠી અસમેલ સુપેરે ભળી ઉજળી; નીશા દીઠી. જેને ના ... નથી તાહારા રાજમાં ઘડી એક બેઠા તોરે પા

સ. મેં દીઠીતીરે લાજમાં

હે રાજા હુંતો એક ઘડી તેની પાસે બેઠો હતો, પછી મે તેને તો પડદામાં દીઠી હતી પણ તેના નખ લેતાં હાથ જોયા તેટલે હુ તો ભોંયમાં ઝેથુ ખાઇ ગયો તે બે ઘડીએ શુધ આવી તેવું સાંભળી સદેવંત કુવર ચીતભરમ થઇ ને ઘોડાની ઘોડારમાં આવ્યો 'કહેવત છે કે રાજાના કુવર રીસાય ત્યારે ઘોડાની ઘોડાળમાં જઇ સુવે ત્યારે તેની રીસ ભાગે' રાજા ઘોડાની ઘોડારમાં ગયા એટલે રાણી પાટમ દે વાહાલીયાની પાસે આવી પૂછે છે હે વાહલીયા હું રાજાને ક્યારની બોલાવતી હતી પણ માહારી સાથે બોલતા નહોતા અને તું આવ્યો ત્યારે તાહારી સાથે હશી ખુશીને વાતે વળગ્યા તેનુ કારણ શું. વાહાલીયો કહે બાઇ સાહેબ મારૂ નામ ન દેતો હું તમને કહુ પેલી વાણીયણ આપણા રાજાએ રાખીછે તે સાંભળી રાણીને પોતાના મનમાં ઘણોકરોધ ચહડયાં ને પોતાના મનમાં નકી કરયુ કે રાજા બે દીવસથી ઘેર નહોતા આવ્યા તે તેનાજ વાસ્તે. મારે અહી રહી શું કરવું છે હુએ મારે પીયર જઇશ તેમ ધારી તે રાણીં રીસાયાં હવે સદેવત કુવર ઘોડાની ઘોડારમાં ડુંક મુંક ખાટલી લઇ પડયા છે હવે જમવાની વખત થઇ એટલે રાજાએ કુંવરનેબોલાવ્યા પણ કુવર ક્યાં હોય તે બોલે પછી કહયુ માહારાજ કુવર તો ઘોડાની ઘોડારમાં છે પછી રાજા લાલાબારોટને તેડીને ઘોડાની ઘોડારમાં કુંવર પાસે આવ્યા ત્યાં કુવર પોતે સુતા છે એટલે રાજાએ કહયું કે તુ કેમ રીસાયો છે તને કેઇએ આંખ દેખાડી હોય તેની આંખ ફોડુ કેઇણે આંગળી દેખાડી હોય તો તેના હાથ કાપુ તને કોઇએ ગાળ દીધી હોય તેની જીભ કપાવુ માહરા બેઠા તને કહેનાર કોણ છે ત

રે સદેવંત કુવર પોતે મનમાં વીચાર કરે છે.

ચોપાઇ—સદેવંત બેઠા ત્યાંય, કે મનમાં વીચારજ ધરે; કહું જો મારી પેર; પીતા મારા શું કરે.

મારા પીતાને કહુ તો ખરો એમ ધારી પીતાને કહે છે

ચોપાઇ—માહારે જવુ છે જોને આજ, ભણવા કેરાકારણે; માનોને મારા તાત નીશાળીયાં લાવો બારણે.

હે પીતા માહારે ભણવાને જવું છે માટે નિશાળીયાને બોલાવો તે સાંભી પીતા કહે છે.

સોહલો=રાજા કહે છે કુવરને વાત, રાજવળામાં બેઠા કરો તમે કાજ; વારે વારે કુવર ભણવું ન હોય, માટે મનમાં વિચારી જોય.

હે સદેવંત કુવર હમણાં તો તુ ભણી ગણી બત્રીસ લક્ષણો થયો છે ને પાછો કહુ છે કે, માહારે નીશાળે જવુ છે એતે શું, હવે તો તાહારે રાજકાજ કરવા જવાનો વખત છે; કે રમવાનો વખત છે આવાં પીતાનાં વચન સાંભળી કુવર રીસાઇ મનમાં ઉદાશ થઇ પાતે ઉઠી ડેહેલાના બારણા આગળ ઉભા રહયા ને પીતાને કહે છે.

ચોપાઇ—સદેવંત કુવર સુજાણ, આવી ઉભા બારણે મનમાં છે મોટી હામ ભણવાને કારણે; ગોરને તેડાવોને આજ પીતા માનો મારી વાતડી; નહીતો જો જો કાલ કરૂ છું દેહની ઘાતડી.

હે પીતા તમે ગોરને બોલાવીને ભણવા મોકલો નહી તો કાલે હું માહારા દેહની ઘાત કરીશ આવાં વચન સાંભળી રાજા ગાહા ચીંતાવાન થઇ લાલાબારોટને કહે છે કે આને હું શું કરૂં, આતો કેહે છે કે માહારે ભણવુ છે ને માહારે તો એને હવે રાજ્યાભિષેક કરી ગાદીએ બેસારવાનો છે બારોટ

કહે હોય ચારજાત હઠીલી કેહેવાય છે એક તો સ્ત્રી હઠ બીજી રાજ હઠ, ત્રીજી બાળ હઠ, ને એથી જોગી હઠ એ ચાર હઠો પુરી કરવી નહી તો તમારો છુટકો નથી ને કદી તપે ના કેહેશો ને એ કાંઇ ઝેર બેર ખાઇ મરશે માટે તમારે એને નીસાળે મુકવો પછી રાજા કુવરને કહે છે.

સોહલો–રાજા કહે છે કુવરને વાત ન કરવી તારે દેહની ઘાત; માની છે મે તારી બધીરે વાત નિશ્ચે ભણવા ને જાઓ પ્રભાત.

હે કુવર તમે મરશો નહી ને સુખેથી કાલે નીશાળે જજો કુવર કહે નાઃ હાલ તમે મેહેતાને બોલાવો પછી રાજાએ તરત મેહતાને તેડવા મોકલ્યો હવે રાજા પોતે કુવરને જમાડી કરી લાલા બારોટને તેડી રાજ દરબારમાં ગયા એટલે ગોર પોતે રાજ સભામાં આવ્યા રાજાએ દંડવત કર બેસવા આસન આપ્યું ગોર કહે કેમ માહારાજ મને તેડાવ્યો હતો રાજા કહે કુવરને નિશાળે ભણવા મુકવો છે માટે તમે મહુરત જુઓ જો સારો દાહાડો હોય તો મુકીએ ગોરે વિચાર કરયો કે ભાગી ગાજીને તો હમણા ઉઠયા છે ને ફરી નીશાળે કેમ આવતો હશે મને લાગે છે કે કાલ પેલો ઘાંચજો આવ્યો હતો તે શાવળીગાના નખ લઇ ગયો ને કાંઇ એમને લટપટ થઇ છે ખરી. માટે નીશાળમાં આવે છે ને શાવળીગાનો બાપ જાણે તો પછી માહારે જીવવાની આશા રેહે નહી. માટે હું એવુ મહુરત આપુ કે એમનો મેળાપ થાય નહી કેમકે શાવગાને હવે પરણાવવાની છે મા

સાસરે જાય ત્યાર પછી સદેવંતને મહુરત આપુ તો પછી હરકત થાય નહી એમ ધારી મેહેતાએ રાજાને કહ્યું કે માહારાજ પાંચ સાત દિવસ સુધી બરાબર જોગ નથી. ને

મહુરત આવતુ નથી. કારણ કે વચમાં વ્યતીપાત. વૈધરત, ને પથક બેસે છે માટે સાત દીવસ પછી બેસારો તો ઠીક રાજાએ કહ્યું કે સારૂ ત્યારે આવજો; પછી ગોર પોતાને ઘેર ગયા.

હવે મહેતા કુંવરને રીસનો ચઢી પણ શું કરે ત્યાં સભામાં કાંઇ કેહેવાય નહી માટે પોતાને મેહેલે જઇ પોતાના જમાલખાં ને કમાલખાં બે સીપાઇ હતા તેમને બોલાવીને કહ્યુ કે તુમ અભી જાકે ગોરકુ જલદી બુલા લાવો એમ કેહેતાંજ સીપાઇ ઉડીને ગોરેનાને બોલાવી લાવ્યો.

એટલે કુંવરે મેહેતાને સમજાવ્યો તેથી ગોર રાજા પાસે જઇ કહે છે સાહેબ મને અફીણની લેરમાં ખબર નહી રહી તેથી હું ભુલમાં પાછલ્યા વરસનુ ટીપણુ લાવ્યો હતો પણ ઘેર જઇ તપાસ્યુ તો આજનુ ચોઘડીયુ એવું તો ઠીક છે કે ન પુછો વાત રાજા કહે એમ હોય તો વરઘેડો ચ હડાવી ધાંમ ધુમથી નિશાળે જાય છે ચઊટામાં લોકોની ઠઠ જોવા મળી છે નીશાળમાં રૂડી શાવગીઓ પણ વરઘોડો આવતો જુએ છે ને મેહેતાને કેહે છે.

દોહરા—હલકે મેહની જોવા મળીને વળી જુવે નાને રાંરે બાળ; સેના શ્રીફળ હાથે ધરીને; ઠાકોર આવ્યા આવે રે નીશાળ, ઢોલ નગારાં વાગીયાંને, મેહેતા શરણાઇઓ પુરે સાદ માનો ન માનો મેહેતાજી પણ નવો નીશાળીઓ અ વેરે આજ.

હે મેહેતા તમારી નીશાળે કોઈ રાજાના કુંવર જેવું ભ ણવાને આવે છે તેના વગર આટલી બધી ધામ ધુમ હોય નહી, મેહેતા કહે આવતો હશે હવે મહેતા નિશાળે આવ્યા ત્યાં તેના બાપે મેહેતાને કહ્યુ

દોહરો—ગોર મારા ગોરજીને તમને લળી લળી લાગુ રે પાય સદેવંત કુવર સલક્ષણોરે તેને આવે તે વિદ્યા ભણાય.

હે ગોર હવે કુવર ભુલી ન જાય તેમ કરજો મેહેતા કહે સારૂ પછી સરવે ઘેર ગયા. એટલે સદેવંત વિચાર કરે છેકે છોકરીઓતો પડદામાં ભણે છે ને છોકરા નોખા ભણે છે તેથી સાવળીંગાનો મેળાપ કેમ થશે ને ગોર તો અહીના અહી બેઠા રહેશે એટલામાં ગોર અફીણની લેહેરમાં આવ્યા તેથી સદેવંતને કહે હું સુઇ રહુછુ ને તુ સોટી લઇ છોકરા ને શીખવ; એમ કહી ગોરતો ઉંઘી ગયા હવે સદેવંત પોતે પડદાની પાસે જઇ તેને ઓઠાંગુ દઇ બેઠા છે ને છોકરાને શીખવવા માંડયા શાવળીંગા સદેવંતનો શબ્દ સાંભળી પોતે પણ છોકીયોને ભણાવતી હતી તે તેજ પડદામાં વિચાર કરે છે કે હવે સદેવંતને બોલાવાય કેમ તેથી પાટી ઉપર ધાવ લખી પડદા તળે ખશેડી મુકી એટલે સદેવંત પાટી લઇને ધાવ વાંચે છે.

દોહરા—સરસ્વત સારદાને વીનવુને, વળી ગણપત લાગોને પાય? પાટીયે લખીએ પ્રીતશુને, તેતે વાંચી સમજાવો મને રાય.

તે વાંચી સદેવંત ખુશી થયો અને પોતે પણ પાછો તે પાટીમાં ધાવ લખી પડદા તળે ખશેડી મુકી;

દોહરો—માતા સરસ્વતીને વીનવુરે હુતો કથન ન જાણુરે કોણ પેહેલી પ્રીત સદેવંતશુને, જ્યારે મળીયાંતાં નેણેનેણ

હે શાવળીંગા હુતો કથન કે કેશુ કાંઇ જાણતો નથી પણ મને નાડેરાએ જે દિવશે મળી તે દીવશથી પ્રીત જાણુછુ તે વાત વાંચી શાવળીંગા ઘણી ખુશી થઇ હવે સ

રવતે વીચારયું કે મેહેતા જાગસે તો દખશે તેથી ઉભો થ
વા જાય છે એટલામાં શાવળીગાએ પાટી લખી પાછી ખ
શેડી મુકી

સોરઠો—નીચે નગુ નહી મેલું કાડાડી એમોમપ મા
હારી છાની ટાહાડી; જો ગોર આપણો કરસેરે રીસ, તો સીં
પીશ પેહેલુ માહારૂ શીશ.

હે સદેવંત તમે કેમ બાહો છો જો નીચે નેણે બેસ
શો તો કાહાડી નહી મુકુ ને જો આપણો ગોર રીસ કરશે
તો હું માહારૂં શીશ તને પેહેલુ વાઢી આપીસ; આવું
સાંભળી સદેવંતને હીમત આવી તથી પોતે પણ પાછી પા
ટી લખી મોકલી.

સોરઠો—ભણવર ગોણતરના જાણુ ભેદ, વાંચુછુ પણ ન
થા વિવેક, ગોર આપણો રીસાળવો છે તે રખે મને કડવું
વચનજ કેહે.

હે શાવળીગા તુ મને બેસારે છે તો ખરી પણ ગોર
રીસાળવાછે તે મને કડવું વચન કેહેશે માટે જવા દે તે સાં
ભળી સદેવંતને શાવળીગા પાછી પાટી લખી આપે છે.

સોરઠો શાવળીમાના અક્ષર ચાર ગોર વખાણે વાર
વાર, મનમાં ફટક લગારે ન ધરા, પાટીયુ ભરીને રાજ ઓ
રી ઓરીજરો.

હે રાજા તમે લગારે મનમાં ફીકર રાખશો નહી ને પા
ટીઓ લખી લેખીને પડદા તળે ખશેડી મુકો ત્યારે સદેવંત
કહે પાટીઓ લખે શું વળવાનુ તુ કાંઇ એવું કર કે તારો ને
માહારો મેળાપ થાય આતો જેમ સ્વપનામાં જોઇએ ને જા
ગીએ એટલે કાંઇ નહી એવું છે માટે તુ આંખે આંખ મળે,
એમ ઉપાય કર ત્યારે સાવળીગા કહે આજનો દાહાડો તું

ગયો પાણ કાલે તમે ગોરને ચંપા બાગમાં ઉજા ણી આપો ને ગોરને સીધાં લેવા મોકલો ને તમે કેડારીને કેહેજો કે ગોર સીધાં લેવા આવે તો વાર લગાડજે પછી ગોર શીધાં લેવા જશે એટલે તમે છે તે નીસાળીયાને કાહાડી મુકજો ને હુ છોડીઓને કાઢી મુકીશ એટલે આપણે એકાં થઇશું એવું સાંભળી સદેવંતે તેના કહ્યા પરમાણે બીજે દાહાડે એવો બંદોબસ્ત કરીને નીશાળે આવ્યો અને ગોરને કહ્યું કે આજ ચંપા બાગમાં ઉજાણી છે માટે તમે ત્યાં જજો ગોર કહે નીશાળ મુકી જઇશું સદેવંત કહે એ વાતનો ખરી પણ ત્યાં તમારા વનાકોઇને સીધાં નહીઆપે માટે તમે પડે જશો તો શીધાં મળશે પછી ગેર સદેવંતને નીશાળ સોંપી ગયા પછી સદેવંતે છોકરાઓને કાહાડી મુકયા અને શાવળીં ગાએ છોડીઓને પણ કાહાડી મુકી અને સદેવંતે પડદા મ ડદા માની તોડીને ફાડી નાંખ્યા તે જોઇ શાવળીંગા કહે છે કે તમે આ બધા પડદા ફાડીને ઉઘાડુ કેમ કરયું, અને આમાં મેહેતા આવશે તો શો જવાબ દેશો અને પેલો કાણીયો ગોરને તેડવા જશે ને હમણાં બોલાવી લાવશે સદેવંત કહે જેમ થવાનુ હશે તેમ થશે પછી સદેવંત ને શાવળીંગા બેજણ બેઠાં બેઠાં વાતો કરે છે,

દાહરા—સાણ શાવળીંગા સદેવંત કહેને વળી મેલી ને મનનો મોજ, ઝેર ખાઇને હુએ મરતતો મારો પીતા લાજત સાળીવાહાન.

હે રાંડ તાહારા મનમાં તો કશુએ નથી ને હુ તારા સારૂ ઝેર ખાઇને મરત તો મારો પીતા લાજત કે નહી તે સાંભળી શાવળીંગા કહે છે,

દાહરા—નારીને માટે કોયા નર મુવાકે; રાજા તમેક

રા છે. પેહેલ. પ્રીતો કરીને પાછા ખસોરે, એનો ખોકુના ખેદ.

કે રાજા પ્રીત કરવી તો છાની કરવી પણ એકથી બી જે કાને જાય એમ કરવી નહી, ત્યારે રાજા કહે મે ફ઼ોને સં ભળાવી તે બતાવ ત્યારે સાવળીંગા કહે કે જુઓ એક તો ભાભાબારોટ પછી વાહુલીઆ હજામે ને બીજી પાટમદે રા ણીએ ને ઘોડી ધાણી પાણ મેહેતા જાણે છે આટલા જણને તો તમે જણાવ્યું છે ને તમે કહો છો જે કોણ જાણે છે મા ટે કાંઇ સમજણ રાખો. પછી રાજા જેવા ઉભા થાય છે કે સ્ત્રી માહા કામાતુર થઇ સદેવંતની ઘોતળીની પાટલી તાણી ખેંચે છે કે હવે કયાં જાગો છો એટલે સદેવંત થરથર ધ્રુ જવા લાગ્યો કારણ કે એને કોઇ દીવશ કોઇની સાથે પ્રીત કરેલી નહી ને આ પેહેલ વેહેલી થઇ તેથી દેહેશત લાગીહ વે મેહેતાને પેલા કોઠારી શીધુ આપતા નથી ને એકથી બી જે ઠેકાણે મોકલે છે એવામાં પેલો કણીઓ બોમીયો હતો તે ખોળતો ખોળતો ગોરને શોધી કાઢ ડીને કહયુ કે માહારાજ સદેવંતે તો અમને મારીને કાહાડી મુકયા ને પડદા બડદા ફાડી નાંખ્યા છે એવું સાંભળીને ગોર ત્યાંથી ધસ્યા ધસ્યા નિશાળે આવ્યા ને સદેવંતને શાવળીંગા ઝાલી રહી છે તે જોઇને કહે છે.

દાહરો–પ્રેઘા કામણે છેડલાને, રાજા થરથર થર થર થાય; એવે સમેરે ગોર આવીયારે, એતો તંબુ તાણીરે માંય.

ચોપાઇ-તંબુ તાણીરે માંય, સંદેવત શુ કરે; લોકડીય લાજ, હઇયામા નવ ધરે.

ગોર ત્યાં આવી સદેવતને કહે છે કે તુ કોઇની લાજ રાખતો નથી મારીને પડદા બડદા ફાડી નાખ્યા છે છોકરાને મારીને કાહાડી મુકયા છે માટે હું તો કાલે જઇ તમારા પી

તાને કહીશ કે માહારે હવે નીશાળ ભણાવવી નથી માહારે માહારી વાડીનો દાણો આવે છે તેટલો ખાઇને બેશી રહીશ એવો ધમકીનો અવાજ સાંભળી શરમાઇને નીચુ જોઇને નીશાળની બાહાર ચાલી નીકળ્યો પછી ગોર શાવળીંગાને કહુ છે કે તેં આ નુકશાન કરયું તે સાંભળી સાવળીંગા ગોરને કહે છે.

દોહરો—ઘરરે ચુવ્યાં ને છાપરાં હાલીયાંરે, વળી નળીયાં તે ખડખડ થાય; વા વંટોળીઓ આવીયો. તે ગોર પડદારે ઉડીરે ઉડી જાય.

હે ગોર વાને વંટોળીયો ચડ્યો તે મારીને છાપરાનાં નેવાં ખડ ખડવા લાગ્યાં ને પડદા છુટીને એની મેળે ઉડી ગયા.

ચોપાઇ=સીખ દીઓને ગોર ઘર દીશાએ ચાલીએ રૂડાં વધામણાં કોય પીતાજીને આલીએ; એમ કહીને નાર ઘરભણી ચાલીયાં, મળ્યા સદેવંતરાય મુંખે મુખ ભાળીયાં.

ગોરની રજા લઇ શાવળીંગા બાંહાર નીકળી એટલે સદેવંતને કેહે છેકે જુઓ આપણો દીવશ આપણો અકારજ ગયો ને ગોરે જાણ્યું ત્યારે સદેવત કહે છે કે માહારાથી તો કાલે નીશાળે નહી અવાય આપણું કામ પેલા કાણીયાએ બગાડયુ હવે કેમ કરીશું ત્યારે શાવળી મા કહે કે ગોરે ડાંગર વાવી છે માટે બધા છોકરાને ને છોકરીઓને એક એક દીવશ ટોવા મોકલે છે પણ તમે નથી ગયા અને હુએ નથી ગઇ માટે જઇને કહો કે કાલે તમારી વાડીએ અમે હુડા ટોવા જઇશુ ને હુ છે તે ભાત આપવા આવીશ તે સાંભળી સદેવંત પાછો ગોર પાસે આવ્યો ને કહ્યુ કે તમારી વાડીએ જવાનો વારો બધાને આપો છો ને મને નહી આપો ત્યારે ગો

ર કહે તમે રાજા છો મટે અમારાથી વાડીએ કેમ મોકલાય સદેવંત કહે કે અમારે ઘેર રાજા પણ તમારે આંહી તો ની રાળીયા ત્યારે ગોર કહે કાલે તમે જજો સદેવંત કહે મારૂ ભાત આંવવા શાવળીગને મોકલજો ગોર પોતે કહે છે કે ભાઈ આવશે તો મોકલીશ પછી સદેવંત ત્યાંથી ઘેર ગયાને ગે પણ પોતાને ઘેર ગયા, ખાવું પીવું સુજતુ નથી ને ઉદાશ થઈને બેઠા છે ત્યારે ગોરાણીએ કહ્યું કે તમે આજ ઉદાશ કેમ છો ગોર કહે રાજાનો કુવર વાડીએ જવાનો છે ને તેનુ ભાત આપવા શાવળીગને મોકલવાની છે ને જો તે ન જાય તો પછી જીવવ નુ ઠેકાણુ નથી ગોરાણી કહે એ માં તે શું છે શાવળીગાને મારી પાસે મોકલજો એટલે હુ બેવા ! કડી સમજાવીને મોકલીશ પછી બીજે દીવશે સદેવંતે પટ ઇના પલંગ ઉપર પાથરવાનો રત્ન જડીત ઓછાડ હતો તે ત્યાં પાથરવાને કાજે છાનોમાનો લઇ બચકીમાં બાંધ્યો હતો તે પાટ દે રાણીએ દીઠો એટલે સદેવંતને કહેછે.

એ ગાઇ—દિવશે ચઢયો છે પોહોર બચકા કયાં બાંધીયા પાટમદેના ઓછાડ કોના કાજે ચોરીયા, એ વરાણાગી આજ કોને તમે દેખાડશો, સાચુ કહોને મારા શામ પાછા કયારે આવશો.

પાટમદે કહે છે કે મહારાજ આ વરાણાગી તમે આજ કેને દેખાડશો ને આપ ઘેર કયારે આવશો, રાજા કાંઇ ઉતર આપતા નથી ને બોલ્યા ચાલ્યા વગર ગોરની વાડીએ ગયા ત્યાં એક આંબાના ઝાડ તળે રત્ન જડીત ઓછાડ પાથરી સુતા, માણુ બોંયમાં કાંકરા હતા તેથી ખુચવા લગ્યા રાજાએ વિચાર કરયો કે અહીયાં તે શુ લાવી પાથરૂ આ અહીંનાનો ડાગર છે મધ્યે પોતાની તરવાર બેચીને કાપીને

કાચી ડુંગર વઢી નાંખી અને તેનો ચોતરો કરી તે પર ઓ
છાડ પાથરીને સુતા ને શાવળીંગાની વાટ જુએ છે ઝાડ ઉ
પર તમામ પક્ષીઓ પોતે આબ; જામ શીતાફળ, લીંબુ.
નારંગી, બોર, ખજુર, દ્રક્ષ, પપનસ, વિગરે સરવે ફળ
ફળાદી કોચી ખાઇને હેઠે નાંખે છે પણ કોઇ ઉગાડતુ નથી
શાવળીંગા નીશાળે ગઇ એટલે ગોરે કહ્યુ કે શાવળીંગા તને
ગોરાણી બોલાવે છે શાવળીંગા કહે શુ કામ છે ગોર કહે
કાંઈ કામ છે, શાવળીંગાએ કહ્યુ હુતો કાંઇ જતી નથી પ
છી ગોરે ઘણુંક સમજાવીને તેને ગોરાણી પાસે મોકલી પ
છી શાવળીંગા ગોરાણીને કેહે છે કે મહારૂ શું કામ છે ત્યા
રે ગોરાણીએ કહ્યુ કે આજ રાજાના કુંવર સદેવત વાડીએ
ગયા છે અને તુ કોઇ દીવસ વાડીએ ગઇ નથી માટે આજ
ભાત લઇને જા શાવળીંગા કહે મેં તો વાડી દીઠી નથી ને
હુતો કાંઇ જતી નથી ગોરાણી કહે ગરજ હોય તો પુછતાં
લકામાં જઇએ, અને વાર લાગશે તો પછો ખાશે નહી મા
ટે તાકીદથી જાઓ શાવળીંગના મનમાં જવાનુ તો હતુ ને
ગોરાણીએ કહ્યુ ત્યારે હવે લાવો જઇએ, પછી ગોરાણીએ
બે લાડવા હતા તે રૂમાલમાં વીંટીને આપ્યા તે લઇ શા
વળીંગા ચાલી ને [illegible] તે જતાં વિચાર કરે છે કે મારા રાજા
તે આ લાડવા [illegible] એમને વાસ્તે તો બત્રીસ ભાતની ર
સોઇ અને તેત્રીસ ભાતનાં શાક કરી સોનાના થાળમાં મુકી
રૂપાની ઝારીમાં ચોખુ નીર ભરી સોળે શણગાર પેહેરી જ
ઇને જમાડીશ એમ કહી એક કુતરો આવ્યો તેને પેલા લા
ડવા ખવરાવી દીધા અને પોતે ત્યાંથી પોતાના રંગ મેંહેલ
માં એકાંત વાસ ઉપર આવી અને રસોઇ કરવા સારૂ નાહ્ય
ધોઇ તઇયાર થઇ પછી તેની ખાનગી દાસી દરબારમાં કામ

કરતી હતી તેને બોલાવીને કહ્યું કે અલી તુ શુ કરે છે બાનડી કહે બાઇ દરબારનાં કામજ તો ત્યારે તેને કહે તે કામ પડતુ મુકી અહીં બેશ અને કોઇને ઉપર આવવા દઇ શ નહી કેમકે માહારે ભોજાઇની બીક છે માટે તુ અહીંને અહી રહેજે એમ કહી શાવળીગા રસોઇ કરવા બેઠી પોતે નાના પ્રકારના પકવાન બનાવ્યાં. શીરો લાવશી દુધપાક વિગેરે આરીયાં ગલકાં કોળુ ગવાર મગ ચોળાની ફળીયો સુરણ રતાળુ ડોડી વિગેરે નાના પ્રકારનાં શાક વઘારયાં અને વળી કેળાં અળવી કોળુ ઇત્યાદીક ભાત ભાતનાં ભજીયાં બનાવ્યા એ રીતે ઘણી સુદર રસોઇ મરી મીઠુ નાંખી તઇયાર કરી હવે પોતે શણગાર સજવાની તઇયારી કરે છે અને પેલી દાશી હતી તેણે એક રાવતની સાથે માયા કરી હતી પણ ચાર દીશથી કયાં ગઇ હતી દાશી કહે માહારાજ કામમાં ભરાઇ હતી તેથી અવાયુ નહી તોએ રાવત માનતો નથીને રીસાઇને બેઠો દાશી પણ રીસાઇ એક કોરે મડી હવે રાવત મનાય ત્યારે શાવળીગા પાસે દાશીથી જવાય અને શાવળીગા રસોઇ કરી રહી અને શણગાર સજવા છે તેથી દાશીને ઘાંટા કાહાડે છે પણ ત્યાં કોણ હોય તે બોલે પછી પોતાના હાથે મજુસ ઉઘાડી ગાર સજવા મંડયા ને મનમાં દાશીને ગાળો ભાંડે છે હવે તમામ રસોઇ મેનાના થાળમાં ભરી ઉપર રૂમાલ ઢાંકી કોરે મુકી છાંડયો છે. અને પોતે અંબે ચોળે શણગાર સજે છે. એવામાં ચુલામાં લાકડાનો કકડો સળગતો રહી ગયો છે તેની ધુણી મેહેલના ઉપર નીકળી તે તેની ભોજાઇ ચોકમાં બેઠી હતી તેણે દીઠી એટલે તે રંગ મેહેલમાં આવી અને જુવે છે તો શાવળીગાએ શણગાર સજવા માંડ્યા છે તે જોઇ કહે છે.

દાહરો શેઠ મોહોટા સાહુકાર, પીદા ઘેર પ્યારારે, ન
ર વિનાની નાર તું એવડો બનાવ કેમ કરે, દખણે દુરીજન
લોક વિચાર કોઇ વાતમાં આપણે ઉતમ જા હાગવાં પડી
એ નાતમાં.

હે બાઇ આપણે મોટાનાં છોરૂ થઇને આવાં તોફાન
ન કરીએ શાવળીગા ભોજાઇને જોઇ અને તેનાં વચન સાંભ
ળી માહો કોપાયમાન થઇને મનમાં કેહુ છે કે રાંડ હાશ
ક્યાં જતી રહી એટલે એ ઉપર આવી હવે શાવળીગા પો
તાની ભોજાઇને કહે છે.

ચોપાઇ—મેં માનીતી સદાશીવની માનતા, સજીછુ શો
ળ શાણગાર અંગપર શોભતા, પ્રથમ પુછ્યુ જઇ અમારી
માતને પછી કહીશુ અમારા ભ્રાતને.

હે રાંડ હુ મારી માને કહીને પેરૂ છું હવે જો વ
ધારે કરીને તારા માંટીને કહીશ, તે સાંભળી ભોજાઇનેબી
ક લાગી કે નકી એના ભઇને કહી માર ખારાવશે. શાવ
ળીગાને સારૂ લગાડવા સારૂ સમજાવીને કેહે છે.

ચોપાઇ=બાઇ મે હશીને કીધાખ્યાલ તેના ન આણો,
ઓરતા તમે સજો શોળ શાણગાર અંગપર શોભતા.

હે બાઇ હુતો હસતાં કેહેતી હતી એટલામાં તમે આ
ટલીબધી રીસ શું કરવા કો છો તેમ તેમ શાવળીંગા રીસે
બળીને કહે છે કે ત્યારે એ ભોજાઇ વિચારે છે કે હુ જ્યારે ન
બુછુ ત્યારે એ ઉઠે જઇ બેસે છે એના ભાઇને કહી શુ કર
શે એમ ધારી ભોજાઇ કેહે છે.

ચોપાઇ=કથા માટે શુંય કહેશો તમારા ભ્રાતને પુજ
વાનાં ફુળ હોય, તેડ.વો રૂડા સાથને.

હે બઇ માનતા માની હોય તો શાહેલીઓને તેડી વ

જતે ગાજતે આઓને એકમાં શું કરવા આવ્યાછો. એટલુ ક
હી પોતે નીચે જઇ બેઠી, શાવળીગ ને ભાભીનાં વચન બાં
ણ જેવાં લાગ્યાં હવે ઓઝાઇને અને દાશીને સાથે ભાંડી જા
ય છે ને શણુગાર પેહેરી જાય છે.

કડાં સાંકળાં અગુંઠ વીંજણા, વળી ઝંઝાનો ઝંનકાર
બાજુબંધ બરખી ચાપ ચુડડોને, વળી નવસર મોતીનો હાર

ચોપઇ —હેમ જડ્યા હાર મેના જાણે મેડીયાં; કેસર
ચંદન લેલાટ હગને તે તાણીયા, શાશ ભ ચોરે અનુપ ગજ
મોતન કેરી રાખડી. બે સેરે ચગા ચંગ વેણુ ફુલન કેરી પક
ખડીઃ ક્રૂમી કલાં ચીર વીછવા વાજણે ઝાંઝરનો ઝનકાર. ઘુ
ઘરા ગાંજણી ફૂમતી ઘુઘરમાળ અંગાર શોભતી શોભે ઇદ્રના
છોડ, અપછરા એ ઉતરી. અંગે કુમકુમનાં રોળ બત્રીશી જે
ની ઉજળી. દાડમ કળીયા દંત બન્યાં એક પુતળી, નાક સુ
ડાની ચાંચ તેને પેહેરી વેસરો હાથ નાણું કેરે બાચ, ચોડી
એક ટીલડી સજ્યા સોળ શણગાર આપરે સમારીયાં કાજળ
કાળી રેખ. આંખે નાં ડોળાંનાં કરયા સરવે શણુગાર બની
એક સુઘડ નારીયાં. હાથમાં લીધી થાળ જળ ભરી ઝારીય
જ્યારે ઉઠી અલબેલ દાશી પધારીયાં. બાઇરે દાતુકી નજર વા
રી વારીયાં.

હવે શાવળીગ શણુગાર સજી મેહેલમાંથી ઉતરે છે
એવામાં દાશીને આવતી જોઇ એટલે રીસ કરી થાળ નીચે
મુકી એક સામે તકતો હતો તેમાં પોતાનુ મુખારવીંદ જુવે
છે અને કહે છે કે આ મારો સાળુ ... તથા કુ
કીજી મલકાપરીની જે સાડી છે તે પેહેરૂ.

દોહેરા—આછા સળુ માહારે ઓઢણેનો હુતો પેહેર
ચંગા ચંગા ચીર, જેના પાલવ રૂડા શોભતાને એવા પેહેર મં

લંકાપરી હીર.

એમ કહી હલકો સળુ હતો તે કાહાડી નાંખી અને ચીર કાહાડી પેહેર્યું. પછી હાથમાં શોટી લઇ દાશીને કહે છે.

દોહરા બુધ વનાની તું બાનડીને રાંડ હઇયામાં કાંઇ એ નવ જાણ. એકુનો દુર્જન માહારી ભભી થઇને તેતો હઇયામાં ફરી ગઇ હાણ.

એમ કહી દાશીને બે ત્રણ સોટીયો જડાવી દીધી કે રાંડ તુ જતી રહી અને માહાની ભોજાઇ આવી મને મેણાં મારી ગઇ તે સાંભળતાં પડયાં ત્યારે દાશી કહે છે.

દોહરા સોબનડી બાઇ સહુને સરખીને વળી કોઇને રાજાને કોઇને રાંક પદમણી મનમાં વિચારજોને બાઇ ગરીબનો કાહાડો તમે વાંક

હે બાઇ ગરીબ તાલેવંત બંનેને પ્રીત સરખી હોય તમેં તો મારો વાંક કાહાડો છો પણ મનમાં વિચારો હવે શાં વળીઆ કેરેલમાંથી વીજળી ઝબકે તેમ તેજ મારતી બહાર નીકળી.

કવિત=મંજની સુગંધ બેડા કટાક્ષ માન તુજ, નેને ન મોહે અજબ બનાય કે અસુગણ લીલા માણી. બનીઠણી અતિ પ્યારી. કારી ઘનસારી મનભારી અતીલપટાય કે અની ઉગટાજ્યું અંધારી કારી બીજરી ચમકે, માનુ અટારી ચહડી આય કે, મંદરી સુજાણ શાવળીગા ચાલ્યા જાય બજારમાં શણગાર સબી લગાયકે.

કવિત=શિશ ફુલ શેરદાર, બેસરતો ફોજદાર, કરન ફુલ કારકુન ગજરાતો ગાછરે, નેન તો અમીર જાને ચોતર અધુર બેન. બાજુબંધ છડીદાર છટા છટી છટરે, કનુકે

કુછ જાન, કંચુકી બીરાજમાન. નઇપકકી જોબ નકી જમાદારી બાગીરે, સુંદરી સજે શણગાર પ્રિતમકુ માલવેકુ ઝાઝ રૂકો માનુ નોબત જયુ બાજીરે અચરેકી ઓટ માનુ કોટ કીયો ઘુંઘટકો એકડી ચી। અલી મોરચો હડાયો હે, મારેતો સમસેર અતી કટારી અંજનકો છનકો નગારો અગડબંબહી બજાયોરે, મોતીરામ નેનબન કામકી બદુક માન; મનકુકી અટક ઝઘડો મચાયો હે સેજ સુખડી મીલે, આભુશણ ખોઆરે. આજ ગોરી પરલે મરદકુ ચઢાયો હે.

આ તરેહથી તેના શણગાર અને તેના બદનની અગણીત શોભા આપતી શાવળીગા બજારની વચમાં ચાલી જાય છે.

ચોપાઇ=નારી ઝાઝા નેહ, બજારમાં નીસરયાં સારા શેહેરના લોક દિવાના હો રહ્યા; જેમ હાથમાં દીવો સાર જોવાને નીસરી, કોરે આભે કોઇ ઝબકે વીજળી, —

સોહલો—સુદર બજારમાં ચાલી જાય, લોક કહે રૂપવંતી વાએ વાય છેલ જુએ તેને કેમ સુકાય, હઇયુ કુટેને કરે હાય હાય.

આવી તરેહથી શાવળીગા બજારમાં ચાલી જાય છે. એવામાં એક વાણીઓ ઘી તાવતો હતો તે હાથમાં ચારમણનુ કુલુ છેલુ લઇ તાવડામાં નાંખવા જતો હતો તે શાવળીગાને જોઇ, ભભાન થઇ ભોંયમાં ઘી રેડી દીધું તેવામાં એક જુવાન છેલ બ્રાહ્મણ જમવા જતો હતો તેણે શાવળીગાને જોઇ પેલા વાણીઆએ ઘી ઢોળી નાંખીયુ તેથી વાણીઆને કહે છે.

દોહરો—પડયો બાજરૂ કાજ્યુરે વળી ઝપટ કુરૂગીની ખાય. ધીરે વેચતા વાણીયારે, તારાં ઘરત ઢોળાઇ જાય.

હે વાણીયા તે એમાં શું દીઠું કે તેં ઘી ઢોળી નાંખ્યું ત્યારે વાણીયો બ્રાહ્મણને કહે છે.

દોહરા—સાચા દીલથી સ્મરણ કરીને, વળી શાલીજા ય સુરત નિરધાર; મેહેર આવે તો માગીએ, આવી નાની નાજુક નાર.

વાણીઓ કહે છે અહો એના રૂપ ઉપર એક ફુલ તે શું એવા પાંચ ફુલાં ઉતારી ફેંકી દઉં કોઇના શામુ જોતી છે નહી. ત્યારે બ્રાહ્મણ કહે છે તું તો નુકશાન કરી તેનાસામુ જુએ છે પણ ભાવ જો હું એને ઉભી રાખીને બોલાવું એમ કહીને સાવળીંગાના સામો જઇ ઉભો રહયો પણ સાવળીંગાએ સામુ ન જોયું ત્યારે સાવળીંગાને બ્રાહ્મણે એક ધાવ કહયો

દોહરો—નારી તું કાંઇ નથી જાણતી ને વળી જાણો તે શું ન ઉડાય; આ છેલડો તને શામો મળયોને, તું રસની ભાગી કેમ જાય.

એ સાંભળી સાવળીંગાને ઘણી રીસ ચડી, એટલે આંખ ફાવરી બ્રાહ્મણના સામું જોયું એટલે ભટને ચક્ર આવ્યાંથી મુરછા ખાઇ એક કીચડનો ખાળ હતો તેમાં પડયો ને આંખો તરી ગઇ.

ચોપાઇ—સજ્યા સોળ શણગાર, ત્રિયા કેરે કારણે સાંધ્યા નેણ કેરાં બાણ બ્રાહ્મણ પડયો ખાળમાં.

હવે પેલો વાણીઓ ભટને પડેલો જોઇ કહે છે કે ભાઇ પાસે જઇ કેવો લાભ કમાયો અમે વેગળે રહયાને નુકશાન થયું તો પણ આપણ ભલે છીએ તમારી પેઠે આવી રીતે બે આબરૂ તો નથી થયા હવે સાવળીંગા ઉભી બજાર ચાલી નીકળી અને તેનું રૂપ મહા તેજસ્વી કે જેવી આકાશની વીજળી પુનમનો ચંદ્ર અને ફુલની કળી ભાળીની માફક પ્રકાશિત

માં રહ્યુ છે અને જે જુવે છે તે મોહીત થાય છે એક સે નીની દુકીન હતી તેમાં તે ઘટ ઘડતો હતો તે એને જોઇપો તાનો હથોડો માથામાં મારવા લાગ્યો એવું ભાન જતુ રહ્યું અને એક લવાર પણ ઘાગ્ લઇ એરાણ ઉપર મારતો હતો.તે પોતાના પગ ઉપર મારવા લાગ્યો અને ચોરામાં જે ચારણ ભાટ બેઠેલા હતા, તે અને દુકાનોમાં વાણીઆ, તેને જોઇ મોહીત થયા.

ચોપાઇ–ચોરે મોહ્યા ચારણ ભાટ, બજારે મોહ્યા વાણીયા; સોનીએ ફોડયાં શીશ, લવારે પગ તોડીયાં.

આવી રીતે સાવળીંગા કઇકને છકડો મારતી ચાલી જાય છે એવામાં જે ખાળમાં ભટ પડયો છે તેની સ્ત્રી જમવાની વખત થઇ છે તેથી માહારાજને ખોળવા નીકળી છે કે મારો પીટયો અબોટીયું લઇ કયાં ગયો હશે એવામાં એક આદમી કહે છે કે આ બાયડો જાય છે એને જોઇને મુરછા ખઇ પેલા ખાળ નાં પડયો છે ત્યારે સ્ત્રી રીસ ચડાવી શાવળીંગા સાથે લડવા લાગી કે તુ મારા ધણીને મારીને કયાં જાય છે તેવામાં સાવળીંગાએ રીસ ચડાવી તેના સામુ જોયુ એટલે એ પાણુરો ભી થઇ પછી શાવળીંગાને બ્રાહ્મણી કહે છે.

દોહરો—ચંદ્ર બદની મ્રગ લોચનીને, રાંડ બળ્યો તાહોરો જોને રંગ, તને દેખીને મારો પીઉ પડી ગયોને, રાંડ કાદવ ભરીયોરે રંગ.

હે રાંડ બળ્યુ તાહારૂ રૂપ કે તને જોઇ માહારો ધણીકાદવમાં પડયો તે સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો—મુને દેખીને વરૂવર ડગેને, વળી હસ્તીના તુટે જોને દંત; બાઓને સઇયર ઘેર સાકર વેહેચોને, એવોછુતો રહયોરે તાહારો કંથ.

હે રાંડ મને જોને તો હાથીના દંત ઉખડી પડે છે પણ તારૂ નસીબ જોરાવર માટે તાહરો પ્રાણી જીવતો રહયો તેથી ઘેર સાકર વેહેંચ એવું સાંભળી ભટાણી ઝંખવાણીપ ડી ગઇ અને ત્યાંથી જઇ પોતાના ધણીને ખાડમાંથી ઉઠા ડી પોતાને ઘેર લાવી હવે સાવળીંગા બજારમાંથી ચાલી ચા લી દરવાજા આગળ આવી ત્યારે ત્યાં દરવાજામાં એક જ વાન અને એક ઘરડો એવા બે સિપાઇ શામ સામાબેઠા હ તા ત્યારે પેલા જુવાન છોકરાએ કહ્યુ કે દેખો યડા મીઆં કયા મજાકી નાર આતી હે ત્યારે બુઢો બોલ્યો કે ભાઇ ચુ પ રહે એતો કોઇ જીવતી ચુડેલ હે તુ નાહકના હોકે કયા બોલતા હે અબી બજારમાં બડા જુલમ કરકે આઇ હે, એ ક સોનીકા ઉસકુ દેખ કે શિષ ફુટ ગ ા એક લુહારકા પાં ઉ ટુટ ગયા અને એક બનીએકા સારા ઘીકા કુપા ઢોળા ગે યા એક બમન તો બીચારા બુરી તરેસે પડા હૈ ને જો તુ કુચ બોલેગા તો ફીર તેરી બી એસી હાલત બનાવેગી ને મેતો ભાગ જાઉગા છોકરો કહે કયા અપને કુચ ઉસકુ ગાલી તે નહી દેતે કે અપનકુ કુચ કરેગા અપન ઉસકી સાથ સીધી બાત કરીએ એમ કહી છોકરો સાવળીંગાને કહે છે,

દોહરો—નારી મારી તુને છુરી કટારીને, વળી નહીરેખ રછી તરવાર; દોરે નેનુસે તુને માર દીએને વળી ઘાયલ કીતી હે બજાર.

છોકરા કહે છે હે સ્ત્રી તેરી પાસ કુચ હથિઆર તો હે નહી. ને તુને સારી બજારકુ કતલ કરડાલી એતો બડી જુલમકી બાત એ સાંભળી સાવળીંગા કહે છે.

દોહરો—ટીલડી ચોડુ તો મીઆં ત્રીસ મરે ને વળી સેંથો પુરૂ તો મરે વીસ, કાજળ આંજુ તો ફેર કરૂને, વ

ળી નીત મરે પાંચ પચીસ.

હે મીઆ હું શણગાર કરતી નથી, નહી તો મને દૃ ષ્ટ એટલા ભોંય ઉપર પડે એમ કહી થાળ લઇ દરવાજા બાહાર ચાલી નીકળી એવામાં એની સહીપણી નદિએથીન હી ઘેર જતી હતી તે સામી મળી તે સાવળાંગાને ઉતાવ ળી જતી જોઇ કહે છે,

દોહરો–કંચન થાળ જેને કર ધરયોને, વળી હઇડે તે હરખ ન માય; પગરે પડે છે ઉતાવળોરે, વળી કહોને સઇ યર કયાં જાઓ.

સોહલે–જોને શઇયર કયાં જાય, એકા એક નીસરી; મુજ સઇયરનો સાથ, તેતો કેમ વીસરી; તાહારા દીલનીરે વાત, માહારા આગળ નાકે કરે; સરવે સાહેલીયોની આણ, અહીથી જો ડગ ભર,

હે શઇયર થાળ લઇ તું ઉતાવળી કયાં જાય છે. તેમ ને કહેયા વગર જાય તો તને આપણી બધી શઇયરોની આ ણ છે તે સાંભળી શાવળીગા કહે છે.

મે માનીતી સીતની માનતાને વળી દિવશ ચઢતોરે જાય, જવું છે ગોરની વાડીએરે મારાં ફુલડીયાંરે કરમાય.

હે બેહેન મે શીતની માનતા માની છે ને મારે ગોરે ની વાડીએ જવુ છે ને દાહાડો ચડે છે માટે મારાં ફુલ કર માય તેથી હુ ઘણી ઉતાવળી જાઉ છુ તે સાંભળી સઇયર કેહે છે.

દોહરો:–મોહીતો તારી મીઠી બોલીને વળી વેણુવાં ન થી તારાં ફુલ. જાઓછો ગોરની વાડીએરે ત્યાં તો કેઇ કેઇ જાતનાં ફુલ

હે બેહેન તું ગોરની વાડિએ જાય છે તો ત્યાં કેઇ

કેઇ જાતનાં ફુલ છે તે મન કેહે તે સાંભળી શાવળીંગ ત્ર ચાર કરે છે કે મે ગોરની વાડી નથી દીઠી તો એને ફુલ શી રીતે બતાવું પણ પોતે માહા ચતુર છે ને ફુલનાં નમો જાણે છે તેથી તે કહી બતાવે છે.

ચોપાઇ—ચંપો મરવે ત સાર, કેવડોને મદી કેતકી જાઇ જુઇ નીરીને ડોલરે ચબેલીરે બહુ ફુલી, વરણ અઢરે ભાત તેની જુદી જુદી જાતડી છે એક ચપાનો છોડ તેમાં વલુંધી મારી વેલડી, કરમ સજોગે કોઇ વલુંધી છે પેલડી કહુછુ સાચી વાત સાંભળ મારી સાહેલડી.

એમ કહી પોતાની સખીને સમજાવે છે. સખી કહે છે બહેન તારી બોલી ઉપરથી બધી મતલબ હુ સમજી ગઇ પણ જોજે કાંઇ ઠગવી પડતી.

સોહલો—જે હરલિ અતિશય ભાર, કાંક રાખો બોલ્યાન વિચાર; વેણુ થેણુ પાડો છો ભાત; આપણુ ઉત્તમ માહાજન નાત.

હુ બેહેન ગણિ ગણિને બોલ આપો છો. જો જો કાંઇ માંહિથી વાંકુ ન થાય, એમ કહીં ફરીને કહે છે.

દોહરે—સાંભળ મારી સાહેલડીરે વળી કાંકતો રાખે વિચાર, જુગતે કરીને જમાડજો ને વળી એક પળ લેજોરે ઉગાર.

તુ બેહેન જુગતે કરી રાજાને જમાડજે ને એ પળ સાચવી લેજે સાવલાગા કહે છે તાહારા કરતાં માહારામાં ઘણી અકલ છે એમ કહી કહે છે.

દોહરો—સાંભળ માહારી સાહેલડીને; વળી પુરણ કીધાં કામ જુગતેથી રાજાને જમાડિશુન, માહારી લાજ તો રાખે માહરો રામ.

હે બેહેન લાજનો પરમેશ્વર રાખનાર છે; એમ કેહી પોતે વાડી ભણી ચાલી; અને સહીયર હતી તે શેહેરમાં ગ હવે રસ્તે ચાલતાં બે રસ્તા આવ્યા એટલે ખચકાઇને ઉભી રહી તેવામાં એક ગોવાળીયો આવ્યો તેને પુછે છે.

દોહરા સોના ઉકાણી શીરપર ધરીને. વળી માંથે તે મોટ્યો જોને ભાત; ભાઇ ગોવાળીયા વીરા વીનવુંરે; મારી કેઇ વાડીને કેઇ વાટ.

હે ભાઇ માહારે મોરની વાડીએ જવું છે તેનો રસ્તો કયો ત્યારે ગોવાળીઓ બોલ્યો.

દોહરો—ઉંચા આંબા જોને આંબલીને, વળી નિચે દાડમ દ્રાક્ષ; ઉપર સુડા જોને સાડવેરે તારી વાડીની એ વાટ.

હે બેહેન આ આંબાં અને આંબલીઓ દેખાય છે અને સુડા ઉપર કલોલ કરેછે કોઇ ઉરાડતુ નથી ને રાજા નીરાંતે બેઠ છે એ તમારી વાડી એવું સાંભળી શાવળીંગા પોતે હરખમાં ચાલી જાય છે અને પવનના ઝપાટાથી માથા ઉપરનુ ચીર ખશીને અંબોડે આવી રહયુ છે. મુખારબીંદ ઉઘડુ તેજ મારી રહ્યુ છે અને ચોટલની વેણના પટીયાં કાળા ભમરની માફક ઝોકી રહયાં અને પોતે મહા મદમાતી હરખાતી હસ્તીની માફક કુદતી ચાલી જાયછે એવામાં એનવે ગોખેથી સદેવંત આવતી જોઇ મનમાં મહાખુશી થયો ને કહે છે.

ચોપાઇ—છુટા પટે નાર,* એમના એમ આવજો. ધુલ ટકેશી આંચ અડી નવ લાવતે. છુટે કેશ જોને નાંખ, લઇ બહુ સાથીનાં; સાવળીંગા સમતોલ, નાવે કુણ નારીયાં.

એ સાંભળી સાવળીંગા વિચાર કરે છે કે રાજા એમ નેહાજ કહાડવાનું કહ્યુ તેથી પોતે ઘુંઘટો તાણી ચાલી આવી.

ચોપાઇ—અવરી ફરી ગલ્પેલ, આપરે સમાંરીયાં; મુ

નઘર છેડા વાળી, ઘુઘર લેઇ વાગીયાં; માથે સોનાનો થાળ જગરે ભરી ઝાગીયાં. ચંપ નાથ ડેકાંઇ આવી તેળ તડકારીયાં

ચંપાના થઇ ભાવ ઉતારી પોતે આઘી ઉભી છે, રાજા તેથી મહા કોપાયમાન થયા; કેમકે મેં કહ્યું કે તુ એમને એમ છુટે પટે આવજે ને તું તો ઘુંઘટો તાણી આવી મને જમાડવા આવીછે કે શેના એમ કહી રીસાઇ પોતે ત્યાંથી ઉઠી આઘા ગયા સાવળીંગાના મનમાં રાજા પેશાબ કરવા ગયા હશે, તે હમણાં આવીને હાથ પગ ધોશે. પણ શાજા ઘડી થઇ તો એ આવ્યા નહી. ત્યારે સાવળીંગાના મનમાં એમ આવ્યું કે હું ભાત લઇને મેડી આવી તથી રાજા રીસાયા પણ હમણાં મનવુ છુ એમ કહીને ચંપાના ઝાડને કહે છે.

દોહરો—ચંપા તુજને ભમર છંડેરે વાગી મુજને છંડેરાજન; હેતેન પ્રીતે અમે આવીયા, કેમ રીસે ભરાયા રાજન.

સોહલો—રીસે ભરાયા રાજન. ગોડાં કરશાં મારા સોજા સાજન. કહ્યુ નથી વાહાલા, દુખાણા દુશમનના વેણ.

હે રાજા તમને મે કશુ કહ્યુ નથી ને જેન દુશમનનાં વેણ જાણી દુભાયા હો તેમ તમે રીસાઇ બેઠા છો હુ એકડ જાલુ એ ચાલુ નહી ને તમારા જીવના ખાતર ત્રણ ગાઉઆ લા આવી ને પગમાં તો ફોલા પડી ગયા છે તોએ તમે ખાલા નથી એનુ કારણ શું રાજાને રીસ ચડી કે રાંડમને જંપવા નહી દે. તેથી શુડા ટોરાનો માળો હતો તેનાઉપર ચડી બેઠા સાવળીગા કહે મહારાજ આમ નાસા નાસ કેમ કરો છો આ પાણી છે તે લઇને પગ ધુઓ અને હોતેથાળ અહી લાવુ રાજાને રીસ ચડી તેથી એક આંબલીના સોટી લઇને તેને ચાંદી દીધી તે સોટ ઉડયો. અને આ શું

હતી તે *માથા ઉપર ઊંચી વળી તેથી તમામ પાણી સાળુ ઉપર પડયું તે સાળુ પલળ્યો પછી નીચે બેશી રોવા માંડયુ ને પોતે પશ્ચાતાપ કરે છે કે હજુ મે ઘરમાં તો આજસુધી કોઇનો ટુંકારો ખાધો નથી અહીયા મારે માર ખાવો પડે છે મારા કરમનો વાંક છે પણ રાજા પોતે રૂવે છે તોપણ લાગ નથી તેથી શાવળીંગાએ જાણ્યુ આ બપોર તો થયા ને સાંજ પડશે, માટે જઇને બોલાવુ એમ કહી રાજા પાસે ગઇ અને કહે છે.

દોહરો—તુને વાએ ઝપેટીઆને, કેમ રાજા માળે ચડયોરે સુજાણ ઝઝર નીર ઝરેરે તુને કેમ ન આવેરે કમાણ.

હે રાજા જરાએ તમને દયા નથી આવતી કે તમે વામ ગાંડા થઇ ગયા રાજા કહે મને તો કાંઇ વાયુ થયો નથી તને કહ્યુતુ કે આવતીવી એમને એમ છુટે પટે આવ ત્યારે તુતો ઘુઘટો તાણીને માહારા નામનો છેડો વાળીને આવી એમ કહી કહે છે.

ચોપાઇ=ટેલ જમાડવાને કોઇ, આવી તુતો ગેરીયાં; ક્રોધ થકી કામન પગરે ઉપાડીયાં,

તુ મને જમાડવા આવી હતી કે ક્રોધ કરી મારવા આવી હતી તે સાંભળી શાવળીગા કહે છે હે રાજા માહારો સ્રીનો ધરમ છે કે લાજ મરજાદાથી આવવુ પણ પવનથી મારા અંબોડાપર ચીરનો છેડો થયો તેને ખપેડતાં જરા નિચે ઉતરી ગયો તેમાં મારો શો વાંક કાહાડો છે.

ચોપાઇ—લાગી પવનકી આંચ સનઘટ મારા ઊડીયાં, આધા સાળુ હાથ અમર લેઇ ઓડીયાં.

એવુ સાંભળતાં રાજા ખુશી થયા ને મનમાં કહે છે કે બાયડીને વગર [illegible] મારી પછે થાળ પાસે આવીને બેઠા એ

ટલે શાવળીંગા કરે છે,

દાહરો=નથી નીરાને નથી સરોવરારે, વળી નથી કુવ માં કોશ, નિર ઢોળ્યાં નહી મળેને રાજા દેશો કાં અમને રે દોશ.

સોહલો=દેશો કાં અમને દોષ, અને ચહડયો તે ઉ તારે રોશ સમસ્યા સમજી લ્યો તમે જાણી, પણ ઢોળ્યાં ન આવે પાણી.

હે રાજા આ પાણી ઢોળી દીધું તે હું કયાંથી લાવીશ. અહીયાં કાંઇ સરોવર કે કુવામાં કોશ થયાં ને અમને દોશ દ્યો. તે સાંભળી રાજા હશી પડયા ને સ્ત્રીને કેહે છે કે જ માડશો તે પાણી નહી પાય? વાસ્તે પાણી લઇ આવે તો જમી નહીતો થાળ લેઇને પાછા ઘેર જાઓ અહિયાં તમારૂ શા કામ છે શાવળીગા કહે માહારાજ કયાંથી લાવુ? ત્યારે સ દેવંત કહે છે;

દોહરો—હંસ કુવોને હંસ પાવડોરે. વળી હંસલી તુ સીચાણ હાર. નીર ભરી આવો સુંદરી તો, આપણ ભોજન જમીએ સાર.

હે સ્ત્રી આ હંસ કુવા ઉપરથી પાણી લઇ આવો ત્યારે શાવલીગા હાથમાં રૂપાની ઝારી લેઇ કુવા ઉપર ગઇ અને પોતાનો સાળુ બાંધી ઝારી કુવામાં ફાંશી, પણ કુવો ઉંડો તેથી પોચી શકી નહી તેથી કુવા ઉપર ઉભી રહી છે એટલામાં વાડીની બાજુની તરફ ગોવાળીઓ ગાયો ચરાવે છે તેને કહ્યુ ભાઇ અહી કયાંઇ પાણી મળશે ગોવાળિયો કહે કુવામાં પાણી છે કે નહી શાવળીંગા કહે કુવામાં નીર પહોચતુ નથી; ત્યારે ગોવાળીયો કહે શેહેરમાં જાઓતો મળે નહીતો અહીથી બે ગાઉ ઉપર નદી છે ત્યાં જો તમે જા

આતો મળી શાવળીંગા વિચારે છે જે શેહેરમાંથી તો માહા મુશકેલાઇથી આવીછુ ને વળી શી રીતે જઉ અને પાણી વિના જગશે નહી. માટે નદીએ જાઉ પછી ચીરનો છાછડો વાળી હાથમાં ઝારી લઇ પોતે નદી ભાણી ચાલી, રસ્તામાં જતાં પગે કાંટા વગે અને ચીર પણ કાંટામાં ભરાઇને ફાટવા લાગ્યું અને શરીરે પરશેવો વળે છે એવી રીતે પાણી ભરી ને ઉતાવળથી આવે છે.

સાવળિંગા ઉતાવળી સાસ ભરી ચાલી આવતી સરત જોઈ. મનમાં વિચાર કરે છે કે હે સ્ત્રી તુ એક ડગલુ ન ભરે તે મારા સારૂ મ માઉ નદીએ જઇ પાણી લાવે છે મે તને વગર વાંકે મારી એમ કહી પોતે કેહે છે કે હવે આવે એટલે ઝટ જમવા બેસવું પણ જયારે તે પસે આવી અટલે વિચાર ફરી ગયો કે શુ આપણે એને પેહેલા બોલાવીએ ગરજ હશે તો ધાણીએ બોલાવતી આવશે એમ ધારી પોતે રીસાઈ બેઠા (કેહેવત છે કે દોરી બળે પણ તેનો વળ ન જાયો હવે શાવળીગા પાણી લઇ આવી પાસે ઉભી પણ રાજા બોલતા નથી શાવળીમા કેહે છે કે એને ખબર છે કે મારા જીવને ખાતર એ માઝે ગઇ હતી ને આવતા પાછા રીસઇ ને બેઠા પણ હવે આપણે નીચા તો નીચાં એમ કહી રાજાને બોલાવે છે,

દોહરો—રૂઠી વ્યપા ફેરી છાંયડીને વળી વાયરો શયાણુરે વાય, જમો છબીલાને રાજનાને, વળી ભોજન ટાહાડા થઇ જાય;

હે માહારાજ હવે જમી ઉઠ્યે તો ઠીક થાય આ ભોજન સરવે ટાઢા થઇ જાય છે.

દોહરો—પીરસ્યા વિના જોને પદમણીરે, એતો કામ

ની ફેમરે ખવાય; અધર પુરશને ઓરતેરે એતો જુગતે જુ
ગતેરે જમાય.

હે શાવલિંગા તું કહું છે જમી લ્યો પણ જમવાની
તો જુગતી છે, ને તે પીરસ્યા કરયા વગર જમિલો જમિલો
કેહે છે ને પીરસતી તો છે નહી તે સાંભળી શાવલીંગા બો
લી કે રાજા હવે સાંજતો પડવા આવી છે અને કોઇ જોવા
માટે આવશે તો મોહાટો વરઘોડો થશે પણ મને તેનીતે હુ
રકત નથી. તમે જમો તો ખરા હુ કોઇની બોક રાખતી નથી

દોહરો=જેમ મેદની જોવા મળેરે, વળી વિવાહમાં ફ
રરે વરતાય; તેમ જો જમશો રાજના તો તેમ જમાડું મા
રા રાય,

હે રાજા લોકોની ઠઠ જોવા મળે ને મારો વિવાહ થઇ
રહયો હોય એમ જો જમશો તો એ જમાડીશ તે સાંભળી
સદેવત ખુશી સાથે શાવલિંગા કહે છે.

દોહરો—સુણ શાવળીગા સદેવંત કહેને વળી વરતાઇ ર
હી બધી વાત, હિનેજે પ્રીતે અમે પરણ્યુને વળી નડી વ
ટલાવુ મારા હાથ.

હે શાવલિગા હવે તો હુ તારી સાથે પરણીને જેમ
વર વહુ જમે છે તેમ જમીશ નારા હાથ હવે નડો વટલી
તે સાંભળી શાવલિંગા કહે છે,

દોહરા—સુણ સદેવંત સાલિંગા કહેરે વળી મનમાં ર
ખુ જોને ટેક આજ જમાડ મારા રાજને વળી વિવાહ કરતાં
વિશેષ.

હે માહારાજ જો તમારી એવી મરજી હશે તો મા
રા વિવાહ કરતાં વિશેષ રીતે જમાડીશ, પરણીને શુ કામ છે
તે સાંભળી સદેવત કહે છે.

દોહરા=સુણ સાવલિંગા સદેવંત કહેને. વળી પાળો કે ન પાળોરે પ્રીત; હેતેને પ્રીતે અમે આલીએરે તમને રાજવળાની રીત.

હે શાવલિંગા હું તને મારા રાજવળાની રીત આપુ તો ખરો પણ તું પાળે કે ન પાળે ત્યારે તે સાંભળી શાવલિંગા કહે છે.

દોહરા=સુણ સદેવંત શાવલિંગ કહેને, વળી પાળીશુ અમેરે પ્રીત, હેતેને પ્રીતે અમને આલજોને તમારી રાણીપનીરે રીત.

હે રાજા અમે તે પાળશુ માટે અમને તે આલજો એ સાંભળી સદેવંત મનમાં બહુ હરખ પામ્યો તેમજ સાવળીગા પણ ખુશી થઇ પોતે કહે છે.

સોહલો=હસી હસી કામની જોરે ઝાલે હાથ; અને સાંભળો મારી સાચી વાત; કોડેથી આજ જમુ કંસાર, સારા લોક જુવે સંસાર.

હે રાજા લોક ગમે એટલા જુએ પણ આજ કોડથી જમીશ અને જમાડીશ એમ કહી સદેવંતનો હાથ ઝાલે છે.

ચોપાઇ—ચંપા કેરી છાંય જમાડુ રૂડા છેલને મેલી મન મરજાદ કરૂ રંગની રેલને, કરવા કરોને વાત ઠરાવી હું તો ડરૂ, આલો મનની મોજ નહીતો વખ ખાઇ મરૂ.

હે રાજા હવે હું કોઇની લાજ મરજાદ ગણવાની નહી અને માહારી સાથે સુખની વાતો કરો અને મારા મનની મોજ પુરા તે સાંભળી સદેવંત કહે છે.

દોહરા—કહેતો કામની તને હીરા હકને. વળી કહેતો આમને મરાલ, મોકે આવે તે માનજોને, કામા તુજને મુકવોશુરે આજ.

હે સ્ત્રી તુ કેહેતી હોય તો હીરા મોતી આપુ, કહો તો ગામ ગરાસ આપુ તાહારી નજરમાં આવે તે માગ હુ તને તુષ્ટમાન થયો છુ તે સાંભળી કહે છે.

ચેપાઇ—કુડી લાલચને શુએ કરૂને એનો ખપેથી છુટી જાય, પણ એક વચન માગુ અલબેલડાને તેતો જુગો જુગ નહી વિસરાય,

હે રાજા હું માગુછુ શુ ને તમે આપોછો શું એવી હીરા મોતીની લાલચ શું કરવા આપો છો મારે ઘેર કમીના નથી એનો ખપાથી છુટી જવાની પણ હુતો એક તમારી પાસે વચનજ માગુછું તે સાંભળી સદેવંત કહે છે.

દોહો—એકતો મારા ઘર કુરી ગોરીવાને, એક મારા નોણાં ફેરી નારે, તુજ ઉપરથી બીજી સુંદરીને, વારી નાંખુ સો સોરે વાર.

હે સ્ત્રી કહે તો તને એકતો મારા ઘરની સ્ત્રીની માફક ગણુ અને મારી સઘળી રાણીઓ તારી ઉપરથી વારી નાંખુ તે સાંભળી સાવળીગા કહે છે કે ઘડીમાં મળી જાય છે ને ઘડીમાં રીસાઇ જાય છે તેનો વિશ્વાસ શો. પ્રીત કરીએ ને જન્મ સુધી નભે તો તો સારૂ નહીતો ઉલટી ફજેતી થાય, એમ કહી શાવળીગા કહે છે.

દોહો નફટ આવો નોતી જાણતી, નીકર પગરે ઉપાડતી જાય. બે ઘડીને કારણે, રાજા ઘરના ગુલામ નવા હોય

હે રાજા તમારા જેવા નફટ કોઇ નથી અને આવુ જાણતી હોત તો જોઇને પગ ઉપાડત કેમકે ઘરના ગુલામની માફક બે દિવશ રાખી કાહાડી મુકો એમ થવાનુ નથી એ સાંભળી રાજાને ક્રોધ ચડડયો કે મને તે નફટ કહયો પણ હુ તને મુકનાર નથી. એમ કહી બે હાથમાં

તરવાર લઇ ઉભો રહ્યો.

દોહરો—સુણ શાવળીંગા સદેવંત કહેને વળી મેલી તે મનનીરે લાજ શીશ પડેને મારૂ ધડ લડેરે, વળી તોએ ન મેલુ તુને આજ.

સોહલો તોએ ન તુને આજ કેમ કરી રેહેશ તાહારી લાજ; સમશા સમજીને તુ લે, અને કેહેવુ હોય તે અમને કહે.

એવાં રાજાનાં વચન સાંભળી સ્ત્રી વિચાર કરે છે કુ રાજા મને મેલનાર નથી ને કાં મરશે કે મારશે પણ હું એની રીસ ઉતારૂ.

દોહરો—શીશ સલામત રાજવીને તમે જુગ જુગ અમર રહો, અમે ઘર દીશાએ ચાલીએને, વળી કેહેવુ હોય કે કહો.

હે રાજા તમે આટલા બધા કોપાયમાન થઇને મારવાને અને મરવાને કેમ ઉભા થાઓ છો અમે અમારે ઘેર જઇએ છીએ એવાં વચન સાંભળી સદેવંત રાજા તરવાર મેનમાં કરી કહે છે તું જઇશ નહી તાહરા ગયા કેડે મને ગમશે કેમ ને તને તો નહી મારૂ પણ મારો જીવ ખોઇશ તે સાંભળી શાવળીગા કહે છે.

ચોપાઇ શીસ સલામત રાજ એવી રીસ ન રાખીએ; એમ પ્યલો તમરે હપ, સમ રસ ચાખીએ. દીધા હોય કીરતાર તેતો આપણ ખાઇએ અણલખ્યા દાન કથીર સોનુ કયથી પાઇએ. સોનુ રૂપ સરૂપ, તેનાં નહી વાસના; ફુલ ફને નાગરવેલ; ભુલ્યો ભવ તારતા.

દોહરો—ફાગણ માસ વસંતરાગ તો વગી ફુલમાં કરીસ જ ફેર, અમને આવડુ શીદ કહે ને, વળી પીયાતરાણુ ત

હારે વેહેર.

મોહકો—વિધાત્રાશુ તારે વેહેર, કહિએ તો લાગે કડવુ ઝે', હવે નથી તુ માહારે હાથ, નોતરજો માજનની નાત.

રાજા કહે તારે મને ચીડવીને આંહી લઠવુ છે તે સાંભળી શાવલીંગા કહે છે.

ચોપાઇ—પાણુ આવડી શુ કરોછો અણપાણુ, પ્રીત્યું તો જેના જેવડી. હે રાંકને ઘેર રતન, વિધાપી થઇ વેરણી.

હે રાજા તાહારા જેવા રાંકને ઘેર માહારા જેવુ રતન ક્યાંથી મળે તોએ તમે તો રીસાઇ જાએ છો; રાંડ વિધાત્રીજ વેરણી છે કે આવા લેખ લખ્યા તે સાંભળી સદેવંત કહે છે.

મોહરો—સુણુ શાવળીઆ સદેવંત કહેને હુ તો ભુલ્યો તે એદ બનાવ્ય ભોજન કરીએ આપાણુ બે જણાને વળી એક ઓરી તુતો આવ.

હે સ્રિ હુ ભુલતો હુઉ તો તુ બાાવ ને હવે રીસ નહી કરૂ માટે આવ આપણ બેગા બેશીને જમીએ ત્યારે શાવળીંગા કહે છે હે રાજા તમારા તે બેગા બેસીને વટલાઇ મરવુ છે તમે રજપુત છો ને અમે વાણીયા છીએ એમ કહી રાજાને કહે છે.

દોહરો—અમે વેપારી વાણીયારે, રાજા પળીએ વેચંતારે તેલ, અમ તમ વચ્ચે અંતર ઘણોરે, રાજા કયારે ચપોને કયાં ફુળ.

હે રાજા અમે તો તેલનાં વેચનારાં જેટલો ફેર આ ને ચંપાને આંતરો છે એટલાં તમારા ને મારા વચ્ચે આતરો છે તે સાંભળી સદેવંત કહે છે.

નથી વેપારી તમે વાણીયાજે ગોરી નથી વેચંતારે તમે તેલ તમરે આમમાં રાણી અંતર નહીને જેમ ચંપે વી

ટાળી નાગર વેલ.

હે શાવળીંગા તું તેલ ફોએ દીવશે વેચે છે માટે ચ પાને જેમ નાગરવેલ વીંટાએલી છે તેમ તું મને વીટાએલી છું હવે તારા મારા વચે આંતરો શો રહયો છે અને વાસા માં વટાળ હોય નહી તેથી તું મારા ભેગી આવીને બેય તે સાંભળી શાવલીંગા કહે છે.

દોહરો—સોનુ જાણી સંગ કરૂ ને વળી કરમે તે ની કળે ફકીર, કાયા વટળી પત ખોયુ ને સાંસા પડેરે શરીર.

હે રાજા તમે કહોતો તમને હુ હાથે વતી જમાડુ પણ તમારા ભેગી બેશીને હુ જમવાની નહી કેમ કે સોનુ જા ણીને સંગ કરૂ ને મહીથી કથીર નીકળે તો કાયા વટાળી પ છી વીમાસવુ પડે માટે તમે તમારી મેળે એકલા ખાઓ એ વાં મોટાઇના વચન સાંભળી સદેવતની આંખમાં રોસ ભ રાયો, તેથી થાળને ખશેડી મુકી પોતે હાથ ધાઇ વેગળા બે ઠા અને કેહે છે તુ તારી મેળે પાછુ લઇ જા મારે હવે ખા વું નથી, હવે શાવળીંગા વિચાર કરે છે કે આતો ઉલટા પા છી પીળા થઇ રાજા પાછા રીસાયા તેથી રાજા પાશે જઇ ક હે છે કે હુતો તમને મશ્કરીમાં હસતી હતી એટલા સરૂ શુ રીસાઇ બેઠા આવો આપણે ભેગા બેશીને જમીએ તેમ તેને રાજા અવળું જોઇ બેસે છે અને કેહે છે કે મારારે હવે ખા વુ જ નથી ત્યારે શાવળીંગા માહા રૂદન કરે છે ને રાજાના મોહોડા આગળ ખોળા પાથરે છે તોએ રાજા માનતા નથી.

દોહરો—નરની આગળ નારી ખોળા ધરે, તેમ તેન અલબેલો અવળો ફરે, નારી બેઠી રૂદન કરે, આંખે આં સુઆની ધારા ઝરે.

તોએ રાજા કાંઇ મનમાં દયા લાવતા નથી અને શુ

શાઇને વેમગા બેશી રહ્યા છે શાવમાંગાએ વિચાર કરયો કે હુ હવે શીસાઉ તે વિના એ માનશે નહી એમ ધારી તે રી સાવાનો ડાળ કરે છે.

ચોપાઇ—આંખે આંસુડાની ધાર, અલબેલી ઉડીયાં. ના રે માનો મારા રાજ હવે હું જાઉ રૂઠીયાં, મળશે રાણાને રાજ, જવાબ તે માગશું પદમણ કેહુ છે રાજ પ્રાણ અ મે પાડશું.

હે રાજા હવે તમે માનતા નથી તેથી હુ પ્રાણ મુકી શ એમ કહી સાળુનો કાછડો વાળી કહે છે કે હું તમને ઘ ણુએ કહુછુ પણ તમે માનતા નથી માટે હવે હું આ કુવે પડી મારો પ્રાણ તમને આપીશ. અને તેનો જવાબ પરમે શ્વ ને ત્યાં માગિશ એમ કહી કુવા ભણી ચાલી એટલે રા જાના હોશ ઉડી ગયા અને વિચાર કરે છે કે એ રાંડ કુવે પડી મને નામોશી આપશે તેથી રાજા પોતે ત્યાંથી શાવગી ગાને ઝાલવા દોડયા અને કુવા ઉપર જતાં જતાં તેનુ કાંડુ ઝાલીને તેને પાછી ખેચે છે તોએ.તે માનતી નથી અને કુવા ભણી તણાતી જાય છે. ત્યારે સદેવંત તેનાં નાહાના પ્ર કારના કાલા વાલા કરે છે, અને કરગરે છે ત્યારે સાવગી ગા કહે છે.

ચોપાઇ—પાલવડે મત જાુપ, ભમરા તું વાવળ; આંગે હાથ ન લગાડ. આંખો છે રાતગા કાચી કળીયું મત તોડ હૈ રેગીરે ડાલીયાં; છેડા એમારા છોડ દેઉગી તુને ગાળીયાં

હે સદેવંત તુ મારો પાલવ મુક અને માહુ કાંડુ ઝા લે છે તે મચકાઇ જશે તેથી હુ તને ગાળો દઇશ તે સાંભ ળી સદેવંત કહે છે,

ચોપાઇ-ગાળો દને દસ વીસ, ગોળો તારી સાંભળુ તુ

જે સરીખા નાર તેતો ઘેર લાવશુ. શેઠ મોહોટા શાહુકાર લુટાવે ફુલ વાડીયાં, તુ એક કળી ગુલાબ કાયક દેતી ગાળીયાં

હે સ્ત્રિ તુ મને ગમે એમ ગાળો દ ગમે તેમ કર પણ હુ તને મુકનાર નથી મારે ઘેર તને પરણીને રાખવાનો છુ હુ તને કાલાવાલા કરૂચુ કોટમા હાથ નાંખું છું; તોએ તુ મને ગાળો ભાંડે છે. એવી તરેહથી શાવલીંગાને ઘણી ઘણી રીતે સમજાવે છે પણ માનતી નથી ત્યારે રાજા છેવટ તરવાર ઉઘાડી કરી સમ ખાય છે કે જો હુ તને દગો દઇ તાહારાથી બે ઇમાન થઉ તો મને મારા પીતા શાલીવાહનના સમ છે અને તારા અને મારા વચ્ચે આ શકતી તે મને પુછે એમ કહી રાજાએ તરવારને ખભા ઊપર મુકી અને પોતે ગદ ગદ કંઠ થઇ રહ્યા છે શાવળીંગાએ વિચાર કરયો કે હવે જો હુ એની સાથે ઘણી રકઝક કરીશ તો માહારા ઉ ઉપર કોપાયમાન થઇ કાં મારૂ કાં એમનુ માંથુ જુદુ કરશે માટે હવે બોલુ એમ કહી કહે છે,

દોહરો—પદમણીને તો પ્રીત ઘણીને, વળી રાજાને જાઝી રીસ. ઓરાં તેડીને ચોકમાંરે, મારૂ વાઢી લેશો જે ને શીશ,

હે રાજા હુતો પ્રીતમાં આમ કરૂછું પણ તમે ઘણા રીસાળવા છોં માટે પાસે બોલાવી માંથુ વાઢી લો તેથી હુ હુ છું હવે એ સાંભળી સદેવંત તરવારને મેન કરીને શાવળીગાની કેડે જઇ બાજ્યા પછી શાવળીંગા રાજા સાથે બોલી અને બે જણ થાળી આગળ આવી થાળ ઉઘાડી જમવા બેઠા અને ત્યાં નાના પ્રકારના હાસ્ય વિનોદ કરતા જાય છે અને અરસ પરસ એક એકના મોહોમાં કોળીયા ઘાલતાં જાય છે રાજા પોતે હેતમા શાવળીગાને ઘણુ ઘણુ ખ

વરાવે છે. ત્યારે શાવળીંગા સદેવંતને કહે છે.

દાહુરો—અનથી અદકુ કોઇ નથી ને, રાજા સજણ રજણ કે શેણ, જમીલ્યો મારા ઠાકરાંને, વળી નેહ કરે છે જોને નેણ.

હેરાજા અનથી કોઇ મોટુ નથી કે સજન અને રજન કેહેતાં ચાંદની તે બધાં અનથી ઓછાં હતરાળાં છે માટે તમે મને વારંવારે ખારાવો છો તે શુ હુ અન કરતાં વધારેછુ. આપાણી આંખો નેહ કરે છે માટે એક એકના મોહમાં ઘાલ્યા કરતાં વધાર છે માટે હાથે જમી લ્યો.

ચોપાઇ-ભોજન કરતારે જાઓ, નીરખો તમે નેણશુ અંતરની રાખુ આજ સદેવંત સેજ શુ કોડે જમુ કનસાર પદમની અતી પ્રેમશુ, પ્રીત અદકેરી હોય ઓલાવોને વેણશુ

હે રાજા તમે જમતા જાઓ ને આંખોથી જોતા જાઓ કાંઇ ખુશી પડે મોંહેથી વાતો કરતા જાઓ પણ ઘડીએ ઘડીએ મને ગોદા મારો છો ને કાંઇ ગળામાં હાથ ઘાલોછો ચુટીઓ ખણો છો, તે શુ કરવાને કરો છો હુ આજ તમાર ભેગી ખરી કરી કસર રાખનાર નથી.

સોહલો—જુગતે કરીને કાંઇ રાજાને જમાડીયા મન માન્યા મુખવાસ અલબેલાને આલીયા, કયારની કરૂછુ અરજ હાથ બેતો જોડીયા, શીખ દીઓને માહારા શામ, જીવ તો માહારા ઉદાશ થયા.

હવે શાવળીગાએ સદેવંત જમી રહયા કેડે મુખવાસ આપ્યાં અને હાથ જોડીને કહે છે માહારાજ જમતાં જમતાં આખો દાહાડો વહી ગયો ને હવે બે ઘડી દાહડો છે માટે મને રજા આપો તો જાઉ કેમકે મારો જીવ ઉદાશ થયે છે અને મને વાર પણ નથી હુગણાં ઓર પેલા કાણીઆને

અંબર કાહાડવા મે કળશે ને તે અડી આવશે તો મારો ફે જેતી થઇ અને મન હશે તો માળવે મળીશું માટે મને ર જા આપો તે સાંભળી સદેવંત કહે છે.

દાહરો—પદમણી આવ્યા શું જાણીએને વળી શું જા ણે ચંપોને સાળ, સુડા તારી સાખો પુરશેને. વળી પદમ ણી પાંચુ તું હાળ.

હે સ્ત્રિ ત્યારે તું અહીંયા શુ કરવા આવી હતી અને તું અહીયા આવી હતી તે ચંપોને સાળ શું જાણશે તેથી તુ જરા વાર બેશ અત્યાર સુધી તો રીસાવા મનાવામાં વાર થઇ અને તારી શાખ તો સુડા પુરશે એવી રીતે રાજાએ શાવળિંગાને કહ્યું ત્યારે તે કહે છે કે હે રાજા આવી ઉ તાવળમાં મને ખોટિ કરવાનુ કહો છો ને મારામાં ચિચરવ ટો છે કે ગોર પુછશે તો હું શું કહેવાતી ત્યારે સદેવંત ક હે છે તું અમે તે જવાબ દેજે પણ જરા વાર બેશ તો ખ રી તે સાંભળિ શાવળિંગા કહે છે.

દાહોરો—સુણ સદેવંત શાવળિંગા કહે રે, મારા હૈ યાંમાં આવે છે વિચાર; ઓરાં ન અમે આવિએરે, તમારા પંડનો નાહિં પતિઆર,

હે સદેવંત રાજા હું તમારી પાસે આવુ તો ખરિ પ ણ મારા મનમા વિચાર આવે છે કે તમે ઘણા ારે સાળવા છો તેથી તમારા પંડનો પતિઆર પડતો નથી તે સાંભળી સદે વંત કહે છે

દાહોરો—સુણ સાવળિંગા સદેવંત કહે ને મોટા મોટી છે મનાનિ માંણ પદમણી ઓરા આવજો, વળિ સાખે જ મ્બુ સાલિગ્રાહુન.

હે સ્ત્રિ મે મારા બાપના સોગન ખાધા તો એ તુ

માનતી નથી. જો હું તારાથી દગો કરૂ તો મને સાત પે
ડ્ડિના સમ છે, એમ કહ્યા પાછી તરવાર ઉઘાડી કરીને ક
હે છે, કે આ શકિત મને મુકે રાજાનો ઘણો આગ્રહ જોઇ
સાવળિગા ઘણી ખુશિ રાજાને કહે છે.

દોહોરો—સમ તમારા અમે પાળીએ, આ લોઢાની ધા
ર ેરે કરંત. અમે વેપારી વાણીઆને રાજા દખી કરત.

ઓ રાજા હું તમારા સમ માનુ છુ પણ આ ધાર
વાળુ લોઢુ શુ કરવાનુ છે કે તેને વારે વારે ઉઘડુ કરો છો
અમે વાણીઆ તેને જોઇને બીજીએ છીએ તે સાંભળી સદ
વંતે તરવાર મેન કરી આઘી ફેકી દીધી અને સોનો હ
ઝલી સાથરા ઉપર બેસારી.

સોહરો—ચંપાના થડે બેઠા ઓળા ઓળ; ઉપર સુડા ક
રેરે કલોલ. નરને નારી બેઠા જોડા જોડ, ન દીસે ખાંપણ
કે ખોડ.

ચોપાઇ—ચંપા ફરી છાંય; સાળ કેરો સાથરો; રત્ન જડી
ત ઓછાડ, વળિ પાથરયે. સુખશુ સુખ મીલાય, સુમન અસ
બેસા કરે અરસ પરસ વદતાં મિઠી વાત મુખમાંથી મોતી ઝરે

પોતે બને જણ ચપાની છાયા નિચે સાળના સાથરા
ઉપર રત્ન જડિત ઓછાડ પાથરી બેઠાં છે અને એક એક
અરસ પરસ નાના પ્રકારના હાસ્ય વિનોદ કરે છે હવે નિશા
ળમા ગોર પોતે છોકરાને કહે છે કે સાંજ પડી અને વાણિ
એથી કોઇ આવ્યુ નહી માટે તમે ખબર કાહાડવા જાઓ કા
ણાઓ કહે છે કે સાહેબ કહો તો હું જઇ આવુ ગોર કહે
તું એકલો જઇશ તે કુંવર મહા રીસાળવો છે માટે તને મા
રી નાખશે તેથી તું તારી જોડે બીજાને તેડીજા તેથી કાંણીઆ
ના ભાઇબંધ બાડીઓ કરી મહા ખધા હતો, તેને લેઇ પે,

તે બંને વાડી ભાણી દોડતા ચાલ્યા ગોરે વિચાર કરયા જ એ છોકરા છે માટે હું પછવાડે જાઉ નહીતો એમનો ઘાટ ઘડાઇ જાય એમ કહીગોરે પોતે હાથમાં લાકડી લઇ ધીરે ધિરે પાછળ ચાલ્યા જાય છે.

દોહરો—ગોરે નિશાળીઆ સબદા કરયાને, વળી વ એ મોકલવાને કોય. સદેવંત શાવળીગા ગયા વાડીએનેવ ળી જઇ આવજો જોય.

ચોપાઇ—જઇ આવોને જોય; હજુ લગણ શું કરે;શો કડીઆની લાજ હૈઇઆમાં નવ ધરે;

હવે પેલો કાણીઆને બાડિઓ બે વાડિ બાહેર ઉભા રહી જુએ છે, તો બંને જાણા જોડા જોડ ચપાના પડનાંચે જોડા જોડ બેઠાં છે તે લાંબો હથ કરી કાંણીઓ બાડીઆને બતાવે છે કે જો પેલાં કેવાં નિરાંતે બેઠાં છે તેટલામા શાવ ળિંગાએ એની ગમ જોયુ તો કાંણીઆને દીઠો એટલે ઝડ પ ઉઠતી કે લુગડાં બુગડાં સજ કરી હાથમાં થાળ લેઇ સદે વંતને લાંબો હાથ કરી કહે છે.

ચોપાઇ—બેઠાં છે જોડા જોડ ચંપા કેરી છાંયડિ; શિખ દાને શ્યામ દહાડો રહયો છે બે ઘડી.

એટલે સદેવંતે સુરજ જોવાને વાડિ ભણિ નજર કરી તો છોકરા દીઠા એટલે તરવાર તાણીને તેમની પાછળ ધા આ એટલે છોકરાઓ મુડીઓ વાળીને નાઠા નાસતાં નાસતાં ગોર સામા મળ્યા; એટલે ગોરને કહે છે.

દોહરો—અમને વિતી તમને વિતશે, તમે સાંભળો પંડી ત મતીગુ; સર બે સરખા મોકલ્યારેતમે ગોર અકલના હીણ.

હે મહારાજ તમે જાણો છો ખરા પણ અમને વિતી તમને વિતશે તમારિ અક્કલ બક્કલ ટુટિ ગઇ હતી, આવા

ડાહ્યે થઇ બે સરખે સરખીને મોકલ્યાં છે તે સાંભળી ગોર ક
હેછે કે ભાંઇ ત્યાં શું છે એવું ત્યારે કાણીઓ કહે તે સાંભળો.

દોહરે.–ચિર ઉપર ઓઢી ચુંદડીને. વળિ પિળી પા
મરીશાં લાલરે કુંજના બચોરીયાંરે, જેમ સજોડે જડીયાં.

હે માહારાજ ચીર ઉપર ચુંદડી અને તે ઉપર પીળી
પામર ઓઢી છે ને જેમ લાલ કુંજના બચોરીઆ ભેગા લ
પાઇને બેશે તેમ બેઠા છે એતો ઠીક પણ આપણી વાડીને
ઢાંગરની શી ખબર છે, ત્યારે કાણીઓ કહે છે તે સાંભળો.

સાળ વાઢી કરચો સાથરોને, વળિ અડખી સુડા ખાય,
ગોર તમારી વાડિએરે, તેતો ભેગાઇ ભેળાઇ, ખાંડા ભરાયા
મેહતા બેટીએરે, વળી સિરોઇ જકોલાં ખાય. શાલ દુશાલા
પાથરયાંરે ત્યાં બેઠાં સદેવંત રાય.

ચોપાઇ–બેઠાં સદેવંત રાય કે. સાળ બધી વાઢીયાં; ગો
ર તમારી વાડી માંહ, નવ નવાં કઊતક ભાળિયાં.

એ સાંભળી ગોર મહા ઉદાશ થઇ વાડિનાં ઝાંપા આ
ગળ આવીને ઉભા રહ્યા છે. હવે શાવળિંગા મહા ઉદાશ
થઇ રાજાને કહે છે.

ચોપાઇ—શીલવંતીના શીલ, મતમાં પાળીયાં. તમેરા
જ વંશી કુળ રૂપ, અમે જાત વસી વાણીયાં; શીલવંતા રા
જા જોઇ કાજ તમારાં સાંભળે. ભરેક ભર ભરથાર, વાલમ
નહી વીસરો

દોહરા—હું પડદે રહેતી પદમણીને, વળી દીવશ નદી
ઠો જોને કોય, સાચુ બોલો સદેવતારે, મહારૂ હરામન હોણ
જ હોય તેહ દહાડેથી ચટપટ લાગીરે મુને, ઘડિએ ન રહે
વું મુને સુખ, નહીએ નખ ઉતારીયાને વળી. તેથી વરતી ત
મે વાત. અદક પાળ આવીયોતે, મારા ઘટમાં કરી ગયો ઘાટ.

હે રાજા તમારૂ સોજ મને ઘણું સાંભળે છે એમ કે હીં રૂદન કરે છે તે જોઇ સદાવ્રત કહે છે, કે તુ મને રજા આપ ત્યારે શાવળીંગા કહે છે.

દોહરો—આ જીભે જાઓ નહી કહુને વળી કહુ તો જીભ કપાય. જાતાં તમને જાણીનેરે, મુને પડીરે વીમાસણ થાય; વાડી થકી વળીયાને, વળી ચળ ચળ દાઝે મનમાંય. તમને મુકતા સાહીબારે, મુને વાડી તે ખાવા જોને ધાય.

હવે શાવળીગા પોતે દીલગીર થઇ લુગડાં સજી પોતે હાથમા થાળ લઇ ઘર ભણી ચાલે છે અને સદેવત પણ પોતે વસ્ત્ર હથિઆર સંભાળી ઉદાસ થઇ ઘર ભણી જાય છે જતાં જતાં પોતાના મનમાં કહે છે,

સોહલો—હાચરે સુંદર મારી ચાલી જાગ, ને વાડી મને ખાવાને ધાય કાણીએ બગાડી મારી સારી પેર, ઉદાસ થઇ રાજા ચાલ્યા જાય ઘેર.

રાજા પોતે કાંણીઆને ભાંડતા વાડમાં છીંડુ પાડીઆડે રસ્તે થઇ ઘર ભાણી ચાલ્યા અને મેહૅલમાં જઇ બેઠા હવે શાવળીંગાને ઘેર જતાં ગોર કહે છે તુ ક્યારની આવતી તી તે અત્યાર સુધી શું કરતી હતી ભાત આપીને પાછા આવવુ કે અહીંયા બેશી રહેવું મારીને વાડી બેદાન મેદાન કરી નાંખી તેવો ધમકીનો અવાજ સાંભળી સાવળીંગા ગોરને કહે છે,

સોહલો—નમો ગોર નમસ્કાર, વાડીમાં તો નથી લાગી વાર. સાગ વાહોને શાયરો ધરયો, બીજો બગાડ ગોરકાંઇ નથી કરયો. ગોર તમારી વાડીએ ગઇ ફુલ છે તેમાં વાસના નહીં ફોગટ ફેરો અમને થયો, રાજાતો કઇ વારનોગયો

હે માહારાજ વાડીએ તો મને વાર લાગી નથી તો

મારી વાડીમાં સાળ વાઢી છે એટલા બગાડ કરયો છે રાજા તો ઘણી વારથી ગયા છે તેથી મે જાણ્યુ લાવને હું થોડી વાર લગાણ હુડા ઉડાકુ માટે તે ઉઠાડયા રહી માટે મને વાર લાગી તે સાંભળી ગોર કાણીયાને કહે છે કે તુ કહેતો હ તો કે બે જણ બેઠાં છે તે કયાં છે કાંણીઓ કહે સાહેબ હમ ણાં હતાં તે કયાં ગયાં શું પાંખો કરી ઉડી ગયાં તુજ લડાઇ ખોરો છે કે જેને તેને શાચુ જુઠુ ભરાવે છે હવે ગોર સાવળી ગાનાં લુગડાંનો ડોળ ફરી ગએલો જોઇ સાવળીંગાને કહે છે

દોહરો–ગુણકા કેરી થઇ છોકરીને, તેતો માંડયો ગુણ કાનો ઘાટ. કોણે ચીર તારાં ભીંજવીયાંને, વળી કેને લગાવ્યા તને હાથ.

હે સાવળીગા તારા ચીર કોણે પલાળ્યાં હે રાંડ તે ગુ ણકાનો ઘાટ કરવા માંડયોછે તે સાંભળી સાવળીંગા ગોરનેકહેછે

દોહરો–નથી ગુણકાની હું છોકરીને, ગોર નથી ગુણકા નો ઘાટ મારા ચીર કોણ ભીંજવશેરે, મુને કોણ લગાવેરે હાથ

હે ગોર મારા ચીર કોણ પળારનાર છે અને ગુણકામ ને કેમ કહો છો તે સાંભળી ગોર કહે છે.

દોહરો–લીલી અતલસનુ તારૂ કાપડુને, માંહી ઝીણાંઝી ણાં ટાંકેલ મોર. મોર તારા કોને ઉખેડીયારે. એવો કોણ મ ળ્યો તને ચોર,

હે શાવળાંગા અતલસની કાંચળી ઉપર જે જડાવન મોર હતા, તે કોણે ઉખેડી નાંખ્યા, આવાં આવાં ગોરના વચન સાંભળી શાવળીગા ક્રોધ કરી ગોરને કહે છે.

દોહરો—સેજ અતલસનુ મરૂ કાપડુને, માંહી ટોડલ ટહુકરે મોર, ગોર તમારી વાડીએ ગઇને, મને કીધી સદેવ તે કીધી ઝકઝોર,

હે મોર તમે મને કયારના માંથે જુડા આળ મુકો છો તો જાઓ સધીરંતે માહારા મોર ઉખેડી નાંખ; અને ચોર પણાવ્યાં, મોર એ સાંભળી સુનમુન થઇ ગયા, પછી શાવળીગા કહે છે.

ચોપાઇ–શીખ દીઓને મોર ઘર દીશાએ ચલીજે, રૂડ વધામણાં કોય પીતાજીને આલીએ.

પછી મોર પાસેથી શીખ લઇ શાવળીગા પોતાના ઘર ભાગી ચાલી જાય છે,

ચોપાઇ–શાવળીગા રૂપ સ્વરૂપ ઘર દીશાએ ચાલીય આવે છે મોહલા માંડી પીતાજીએ ભાળીયાં.

જેની સાવળીગા પોતે મેહેલામાં જાય છે તેવીજ તેના બાપે દીઠો ત્યારે વિચાર કરે છે.

મોહલે=કંથ જોગ થઇ કુવરી વિશાળી, ને ઠાલી મધે બેસે છે ગાળ. હવે નહી રહે આપણે હાથ, મટે નોતરીએ માજનને નાત મોતીએ મેળાં સોને સળે, ચાલતુ નીર સાગરમાં ભળે, કહ્યાનો હવે નથી કાર, વાર કરયાનો હવે નહી વેહેવાર.

આવી રીતે આવતી જોઇ મનમાં કહે છે કે હવે છોકરી પરણવા જોગ થઇ. તેથી ઘડીયાં લગન લેઇ પરણાવી દેવી ને હવે તેને કયાંઇ બાહાર કાહાડવી નહી. હવે સરૂવતને કાંઇ સુજ પડતી નથી ને પોતે મધ્યાનને સમે પોતાના પલંગ ઉપર સુતાં સુતાં શાવળીગાનો મેળાપ તુટયો એવો વીચાર કરે છે એટલામાં ઊંઘ આવી તેથી ઊંઘી ગયો અને ઓચીતાનુ તેને સ્વપનુ થયુ કે જાણે હુ ને શાવળીગા બને જણ ચંપા બાગમાં બેઠાં છીએ ને હુ ગળામાં હાર નાંખવા જાઊછું, તેમ પોતે ઊંઘમાં લાંબા હાથ કરી નાંખ્યા એટલે પ

લંગની ઇસ ઉપર પછડાયો તેથી પોતે જાગી ઉઠયો, ને જુવે છે તો ચંપા બાગે નથી ને શાવળીગાએ નથી ફકત પોતાના હીરામણ પોપટના પાંજરા શિવાય બીજુ કાંઇ દીઠુ ન નહી, તેથી મને નીરાશ થઇ સ્વપનાને કહે છે.

દોહરો સ્વપના તુનો સુલતાન ભયોને વળી રહયો નહી સારી જોને રાત, કામની માહારી વીઓગે ગઇને વળી હેતે રે નાંખ્યો મેતો હાથ,

હે સ્વપના તુ મારી રાત કેમ ના રહયું જો તુ સારી રાત રહ્યુ હોત તો મારે શાવળીગાનો મેળાપ રેહેત. પણ આતો ઉલટો વીયોગ થયો.

ચોપાઇ-હેતે ગળામાં નાંખ્યો હાથ; ચમકીને ઉઠીયા કેહેતાં જીવ કપાય મઝા નવ લુંટીયાં.

હે સ્વપના હેત કરીને હુનો ગળામાં હાથ નાંખવા ગયો પણ જાગતુ પડયુ ને ઉલટો જીવ કપાવવા લાગ્યો.

ચોપાઇ-હઇયામાં મોટી છે હામ, મનનીરે મનમા રહી; કોને કહુ એ વાત કામની તો વિયોગે ગેઇ.

પછી પોતે પલંગ ઉપરથી ઉઠીને માહા નીરાશ થઇ બારીએ આવે ને મેહેલમાં જાય અને ઝરૂખે આવી જુવેછે તો શાવળીગાનો મેહેલ સામો દખાય છે તે જોઇ પોતાના હીરામણ પોપટને કહે છે.

દહરો-સો સોરે કોસ જોરે સેન વસેર; વળી અહીં ય તે ક્યાંથી હોય, સુગુરે સોહાગી સુડલારે વળી તેને કોણ આવે જઇ જોય.

હે પોપટ આ શાવળીગાનો મેહેલ દખાય છે પણ મહારે મન તો સો કોસ જેટલો વેગળો છે. તેની હવે કોણ ખબર લાવે એવુ છે તે સાંભળી સહેતલ કહે છે.

દાહરે ચાકરણું તમારિ ઠાકરાં તે જ્યાં મોકલો ત્યાં જઊ, લખવુ હોય ત્યાંહાં લખજોને તમારા મનનાં માન્યાં રે કામ થાય.

હે રાજા તમારો હું ચાકર છુ ને તમે એમ શું બો લ્યા કે તેની કેણ ખબર લાવે માટે જે તમારે લખવુ હોય તે લખો તેની ખબર હું એક પલકમાં લાવુ છુ આવી રી તે પોપટનાં વચન સાંભળી રાજા મનની અંદર ઘણો હર ખ પામ્યો પોતે શાવલીંગાને કાગળ લખ્યો ને પોપટ કોટે બાંધો તે લઇ પોપટ ચાલતો થયો, હવે શાવળીગા પણ પો તાના મેહેલમાં સુતી છે ત્યાં તેને પણ સદેવંતના જેવુ સ્વ પનુ આવ્યું ને તે ઓચીતી ઝબકીને જાગી તો કાંઇ દીઠુ નહી પછી પોતે નિરાશ થઇ પોતાના પલંગ સામે એક મ્હો ટો તક્તો બાંધ્યો છે તેમાં મુખારબીંદ જુવે છે તેમા પો તાની છબી દેખાય છે. તે જોઇ પોતાના મનને કહે છે.

દાહરો=પાન ચાવ્યું તે મુખ લાલકેને તારાં અમર જેવા જોરે વેણ, સુપનામાં દુખ દઇ ગયારે વળી લાલારે તા રા જોને વેણ.

ચોપાઇ=જબરી લગી નેનુકી ચોટ, બરછી દીની મારને, તેરે મારનેકી દાદ ફરીયાદ કીસે મે જાઉ પોકારને, હાકમ મારે હુકમશુ સજન છેહ દેઇ ગયા; કેહેતાં જીવ ક લપાય મનના વિચાર મનમાં રહ્યા.

હે રાજા સમણામા તમારાં નેણ જોઇ તેમજ તમારાં વેળ સાંભળી ખુશી થઇ રતી. તેમે રીસમાં બરછી મારવાને મારવાને ઉભા થયા, તેની ફરીયાદ હુ કોના આગળ પોકાર વાની એવુ એવુએ બે ઘડી સ્વપનુ રહ્યુ હોતતો માહારો જી વ ખુશીમાં જાત પણ આતો જાગીને ઉદાશ થવું પડ્યું એ

વી પોતે રનને વિશે ચીંતા ધરી ઉદાશ થઇ શાવળીંગા પો
તે મનને વિશે ચીતા ધરી ઉદાશ થઇ શાવળીંગા પોતે બા
રીએ આવી બેઠી છે. ને સામો સદેવંતનો મેહેલ દખાય છે, તે જોઇ કહે છે.

દોહરો=સામી મેડીએ મારા સજન વસેને વળી કોણ લાવે તે સમાચાર, પ્રથમ લઇ ચાંપુ મારા ઉદરમાંરે. વળી આપુ તે માલ અપાર.

જો કોઇ આ વખત મારા રાજાની મેડીએથી મારા રજાના સમાચાર લાવે તેને મોહો માગ્યો શરપાવ આપુ એવો પોતે બારીએ બેઠી બેઠી તુરંગ ચલાવે છે એટલામાં પેલો હીરામણ પોપટ રાજાની ચીઠી લઇને આવતો જોયોનેવીજ પોતે મનને વિશે ઘણી ખુશી થઇ કેહે છે કે આ મારા રાજાનો પોપટ આવે છે જ્યારે પોપટ પાશે આવ્યો એટલે પોતાની પાસે બેસારી રાજાના ખબર પુછે છેકે પોપટ રાજાની શી ખબર છે ત્યારે પોપટ કહે તમે માહારા મોઢનુ કહ્યું નહી માનો માટે આ લેઇ વાંચો શાવલીગા માહા આનંદ પામી પોપટને કહે છે.

દોહરો-ભલે આવ્યા સભાગી સુડલારે, વળી ભલારે લાવ્યો સમાચાર; વારી વારી લેઉ તારા વારણારે તને આપુ એકાવળ હાર.

હે પોપટ તુ ભલે આવ્યો ને રાજાની સમાચાર લાવ્યો તને વધામણીમાં આ હાર આપુ છું એમ કહી પોપટની કોટમાં હાર નાંખવા જાય છે એટલે પોપટ શાવળીગાને કહે છે.

દોહરો-અખંડ રહોરે ગોરીયાંરે, વળી અખંડ તારોરે વતાર, લખવુ હોય તેમ લખજોરે પંખી શું કરે તમારો

લેઇ હાર.

હે સ્ત્રી તુ અખડ રહો ને તારો અવતાર પણ અખંડ રહો. મારે હારને શુ કરવો છે. માટે તમારે કાંઇ લખવું હોય તો આ કાગળ વાંચીને લખી આપ કે તે લઇ રાજા પાસે જઉ. સાવળીગા પોપટનાં વચન સાંભળી ખુસી થઇ પોપટને કેહે છે ને કાગળ વાંચે છે.

દોહરો—તુતો સભાગી સુડલારે, વળી કાંઇ ઉડી ઉડી જાય સોને જડાવુ પાંજરૂને સુડા, મોતીએ લીઉરે જડાવ, સુનાં મંદીર સુનાં માળીયાને; વળી સુનુ બધુરે ગામ જે દી રાજા વિયોગે ગયા, તે દી મને નિદ્રા હરામ વારે વારે લઉ તારા વારણાંને વીરા એક ઓરો તુનો આવ; સંદેસો લાવ્યો મારા સ્યામનો, તે હુ વાચુને તુ વંચાય.

ચોપાઇ—ચંપા કેરી છાંય. સાળ કેરો સાથરો, કોડે આપ્યો છે કેલ તેતો નથી વિચરયો. હઇડાની જે ઝાઝી હામ તે મનની મનમાં રહી, કેહવાં જીવ કલપાય, કામની તુ વિયોગે ગઇ.

હે સા તાહારી જે પ્રી તે હુ જરાએ વિસરતી નથી અને તુ વિયોગે ગઇ તેથી મારા જીવ વશોક કલપાય છે આવાં શરદવંતનાં વચન સાંભળી શાવળીગા માહા ખુસી થઇ ને કહે છે કે રાજાનુ મારા ઉપર હેત ઘણુ છે પછી પેને સદવંતના ઉપર એક કાગળ લખી પોપટની કોટે બધ્યો અને પોપટને કહયુ ભાઇ રોજ એક બે વખત રાજાને ત્યાંથી સમાચાર લઇ મારી પાસે આવજે પોપટ કહે સરૂ એમ કહી ચાલતો થયો, હવે પોપટને શાવળીંગાને મોહોલે વાર થઇ તેથી સદવંત કુવર મોહોલમાં માહા ચીંતા કરે છે કે હજી સુધી પોપટ કેમ આવ્યો નહી.

ચોપાઇ=પોપટ પંખીની જાત રાંડે ભરમાવીઓ, ગુણ વંતો ગંગા રામ હજુ નહી આવીયો,

રાજા કહે કોણ જાણે રાંડે ભરમાવીને ત્યાં બેસાર મુકયો એવામાં પોપટ આવ્યો તે જોઇ રાજા ખુશી થઇ પોપટને કહે છે.

સોહલો—પોપટ પંખી ચતુર સુજાણ, પઢો પારવતી તમે શ્રી ભગવાન; ગુણવંતો આવ્યો ગગારામ, તેં કીધાં મા હેરાં સરવે કામ.

હે પોપટ તું આવ્યો તો ઠીક થયું હવે માહારૂં બધું કામ સફળ થશે; પછી પોપટે શાવળીંગાનો લખેલો કાગળ રાજાને આપ્યો તે લઇ રાજા વાંચે છે.

ચોપાઇ-પારો સારા સમાચાર, લખીને તમે કાહાવજો; અને માહારેરે મોલે રાજ, એકવાર તમે આવજોઃ એથી મળેરે એકાંત, અમનેરે તેડાવજો, અમને મળેરે એકાંત તો તમે વેહેલા આવજો.

રાજા કાગળ વાંચી પોતાના મનમાં ઘણા ખુશી થયા હવે આવી ખબર પોપટ પાસે મંગાવીશું ને કયાંઇ લાગ આવશે તો ભેગા પણ થઇશુ. એમ કરતાં પરભાતનું પોહોર થયું એટલે શાવળીગાના બાપ પદમશા શેઠે પોતાના સગાવાલાને તેડાવ્યા અને કહે છે.

ચોપાઇ= શેઠ મળી શાહુકાર હડતાળું હાટે દીજીએ, સાવળીંગા કેરાં લગન ઘડીયાં આપણ લીજીએ, ગોરને તેડયા આજ લગન લખાવીયાં, ઢમ ઢમ વાગ્યા ઢોલ ગાય છે સાહેલીયાં.

સોહલો=ચોખા કંકાવટીને લગનજ સાર, લગન વધાવશે વારંવાર; સાતમ શોમવારે લગનજ કેહેવાય; પધારજો ત

મે રૂપાસાથ,

દોહેરો=શંકર તેડાવ્યા ચાર; લગન લખાવીયાં ગામો ગામથી કોય, સગા વાહાલાને તેડાવીયા, સાતમને સોમવાર આઠમપર આવજો, કોરાવી માણેક થંભ મંડપ રોપાવજો.

સ્વારનુ પહોર થયુ એટલે પદમશા શેઠે પોતાના સગાં વાહાલાને તેડાવી કહ્યુ કે તમે દુકાનેનાં કામકાજ બંધ કરો કેમકે આપણી શાવળીગાના ઘડીયાં લગન લેવાં છે પછી શે ઠે ગોરને બોલાવી લગન નીરધારી તેને વધાવી કંકુ છાંટી, લગનપત્રીકા ગોર સાથે પારાનગર શાવળીગાને શાસરે રૂપાસ ને ત્યાં મોકલી હવે રૂપાસાએ પોતાના સગા વાહાલાને બો લાવી કહ્યું કે કાલને રાજ તઇયાર થાઓ પછી સ્વારના પ ોરમાં રૂપાસા શેઠે હાથી ઘોડા, પાલખીએ રથ તથા ઉંટ સાથે તમામ જાન લઇ નીકળ્યા તે સાંજરે મુગીપર પાટણ આવ્યા, અને ગામની ભાગોળે તળાવ ઉપર પડાવ નાંખ્યો. ને તોપો બંદુકો ને તમચાના અવાજ કરવા માંડયા એટલે પદમશા શેઠને ખબર થઇ કે જાન આવી માટે આપણે સામા વરઘોડો ચહડાવી સામઇયુ કરી જાની વાસે તેડી લા વીએ પછી સેઠ પોતાના સગાવાહાલાંને તેડી વરઘોડો ચહડા વી સામે તેડવા ગયા હવે ઘેર આગળ શાવળીગા અને તે ની શાહેલીઓ છે પછી શાવળીંગા પોતે વિચાર કરે છે કે હમણાં જો હુ રાજાને મળુ તો લાગ ટીક છે. તેથી પોતાની સાહેલીઓને કહે છે.

સોહલો-શાવળીગા મનમાં કરે વિચાર લગનતો આ વ્યુ સાતમ સોમવાર; ન જોઇ મેં બંકી બજાર ન જોયાં મે ચંદનનાં ઝાડ, ન જોઇ મેં નગરીની વાટ, ન જોયાં ગાંધી દોશીનાં હાટ નથી જોયો પનઘટનો ઘાટ; સાહેલીઓ જર

શુ કરશુ વાત.

હે સખીઓ હવે માહારૂ લગન આવ્યું ને મે આપ ણી બંકી બજાર ને ચદનબગમાં ચંદનનાં ઝાડ જોયાં નથી તે હુ સાસરે જઇશ ને મને ત્યાં કોઇ પુછશે તો હું તેને શો ઉતર આપીશ, માટે આપણે તે જોવા જઇએ ત સાંભળી શાહેલીઓ કહે છે કે બાઇ એક ગાઊ સુધી જઇને એમાં તે શુ જોવુ છે શાવળીગા કહે ત્યા નાના પ્રકારના ફળ ફુલાદીક તેમજ તેમાં બીજા મેવા પણ ઘણી જાતના પાકે છે તે ખાવાની બહુ રમુજ પડે છે એવી રીતે લાલચ દઇને સાહેલીઓને સમજાવી પણ શાવળીગા મનમાં વીચાર કરે છે કે શાહેલીઓને સમજાવી પણ રાજાને હુ શી રીતે તેડાવું.

સોહલો=કરમ માહારૂ એવું અભાગ ન બન્યો રાજાનો એકે લાગ, સુડાની સાથે સદેસો કહુ ને રાજાનેરે તેડાવીરે લઉ.

શાવળીંગા કહે છે કે આટલા લાગે તો મારા ફોકટ ગયા ને જતાં જતાં લાગ આવ્યો તો તેમને સદેસો કોની જોડે કાહાવુ જો પોપટ આવે તો તેને મોકલુ એમ વિચાર કરે છે એટલામાં પોપટ રાજાની ખબર લઇને ત્યાં આવ્યો તે જોઇ શાવળીંગા ખુશી થઇને પોપટને કહે છે કે હે ભાઇ આ ચીઠી તને લખી આપુછુ તે તુ વેહેલો જઇ રાજાને આપ એમ કહી ચીઠી લખે છે.

સોહલો—ચંદન તલાવડી રાજા ચંદન બાગ ઘડી બે ઘડી બેસવાનો લાગ, ત્યારે આવો માહારા સુદર શ્યામ; પુરી શુ હઇયાની હામ.

હે રાજા તમે ચંદન તલાવડી ઉપર ચંદન બાગમાં

આવો ત્યાં આપણે ભેગા થઇશુ એવું ચીઠીમાં લખી પોપટ ની ડોકે બાંધી તે પોપટે રાજાને આપી. ચીઠી વાંચી રાજા ઘણા ખુશી થયા કે આજ આપણો મેળાપ થશે હવે શાવ ળીંગા પોતે સાહેલીઓને લઇ બંકી બજારમાં થઇ ચાલી જાય છે.

ચોપાઇ=છુટે પટેરે નાર, અ વેરે અલબેલીયાં વાણુજ ક રતા વેહેપાર વાણીયા સરવે ભુલીયા, અમીર ને ઉમરાવ મુચ્છા સરવે પામીયા; શેઠ મેહાટા શાહુકાર, ઠેરા ઠેર ઠ રી ગયા.

આવી તરેહથી પોતે બજારમાં કઇકને મુરછામાં પાડ તી ચાલી જાય છે. જ્યાં પોતે શેહેર બહાર નીકળી ને ચદ ન તલાડી છે. તેની પાસે ભર રામની નદી વેહે છે તેમાં જ ઇ રમવા લાગી.

દોહરો—ચંન ધન નદી ભર રામકોરે, ધન લીલાં રે લીલાં તળીયાં, થોકે થોકા હોદુરારે, વળી પદમણી પુ તળીયા,

દોહરો—પદમણી પુતળીયા ઝબુકે જાણે વીજળી એ એકશુ એક અલબેલ મુખેરે અતી ઉજળી, નજરો તણુ ન્યા લ લોએ બેઉ તાળીયાં, ધારે બગેશર બાગ, રમતી સહુ ભળીયાં.

નદીમાં સરવે નાહાય છે ને તાળીયો લે છે. તેમજ અ રસપરસ એક એક સમશાથી હુડા કેહે છે. ત્યાં સદેવંત આ વ્યા તે સાવલીંગાને રમતી જોઇ કહે છે કે તુ મને બાગનો વાયદો કરી અહીંયાં કેમ રમે છે તે સાંભળી શાવલીંગાએ સદેવંતના શામુ જોયું એટલે સરવે સાહેલીઓએ પણ રાજા ના સામુ જોવા માંડયુ, પછી સદેવંતે વિચારયું કે આ બધી

જાણી જશે તો પછી શાવળીગાથી મારી પાસે એકલાં આવી શકાશે નહી માટે હુ આઘો જઉ એમ ધારી પોતે નદીની સામી તીરે જઈ પથરા ઉપર બેશી પગ ધોવા માંડયા, એટલે શાવળીગાએ કહ્યું.

દોહરો—સખી સરોવર આપાણાં કોઇ ઘસ ઘસ ધુવે પાય; દુગે થાઓ રાજા દુમગારે, વળી લબી કરકર બાયે.

શાવળીંગાએ પોતાની શાહેલીઓને લાંબો હાથ કરીને કહું કે આ કોઇ આપણા સામો બેશી પગ ધુવે છે છે, ને રાજાને લાંબો હાથ કરી શમશામાં ચદન બાગ બતાવ્યો કે તમે બાગમાં જાઓ હુ આમને રસ્તે વળગાડીને આવુ છુ પેલી શાહેલીયો રાજાને જોઇ કહે છે કે અમે અહીયાં છોડીઓ નાહીએ છીએ ત્યાં આવી કેમ બેઠો છે તું તારે રસ્તે જા. તે સાંભળી રજા પોતે ચંદન બાગમાં ગયા; અને આ સોપાલવના ઝ.ડ તળે જઇ બેઠા.

દોહરો—એકથી એક આગમેલડીને વળી નાહાવા તે બેઠી જોને નાર પાવઠડે જોને પદમણીને, વળી પુતળીની જોને હાર.

ચોપાઇ—પુતળિઓની હારે ઝબુકે છે દામની, હાથી ઝોકાં ખાય. ધુવે છે એક કામની.

સરવે સાહેલીયો જાણે પુતળીઓની હાર બેઠી હોય.તેવી શોભા થઇ રહી છે પછી શાવળીંગાએ વિચારયુ કે મે રાજાને બાગમાં મોકલ્યા છે ને હું અહીં રમત કરૂ છું તેથી અકળાશે માટે હવે જાઉ એમ ધારી પોતે ઉઠી એટલે સાહેલીઓ પણ ઉઠીને શાવળિંગાને કહે છે કે બાઇ તમે કહેતાં હતાં કે બાગમાં ફળ ફુલનો મેવો [illegible] છે તે કયાં છે ત્યારે શાવળિંગા [illegible]

ધે તેડી જઇશ તો મારો જોગ નહી બને માટે મુકીનજા ઉં એમ ધારી સાહેલીઓને કહે છે;

સોહલો—જોયા જેવો ચંદન બાગજ છે; ને ત્યાં એક આળી ગાળો માળીજ રહુ જુડી જુડી સાખજ ભરે ને દર બારમાં તો થંડજ ભરે.

હે બહેનો બાગતો જોયા જેવો છે પણ માંહી એક માળી છે તે દરબારમાં જુઠુ કહી દંડ કરાવે છે તે હમણાં બાગમાં ગયો છે તે ઘેર જશે એટલે આપણે જઇશું ત્યાંસુધી આપણ આંખ મીચામણી રમીએ પછી એક એકનીઆંખ મીચાને બીજી સંતાવા કાજે જુદી નાસે ને સાવળીંગા નાઠી તેવીજ બાગમાં ગઇ.

દોહરા—સામા આંબા જોને આંબલીરે. વળિ દિઠી છે દાડમ દ્રક્ષ; આસોપાલવને ઓળવેરે, ગોરી એ પડીછે જોને વાટ.

સાવળીંગા પોતે આસોપાલવના ઝાડ ઓઠે થઇ કેળોમાં રસ્તો પાડી ફુલના છોડ ખુંદતી ચાલી જાય છે કેમકે એનેકોઇની બીક છે કે મને કોઇ ખીજશે બાગના માલીક તો એના તાબે થઇ એના પેહેલા આવી બેઠા છે હવે શાવલીંગારજા પાસે ગઇ, ત્યાં બનેજણ એકએકનાગળ મા હાથનાંખીફરેછે

દોહરો=શોરપર છુટી લટીઆરે વળિ છુટેરે પટે બાધ્યાં જાય. પદમણીને તો પરેમ ઘણોને વળી લાલજ આંખો જોને થાય.

શાવળીંગાને સદેવંત બને જાણ મહા કામાતુર થયા છે ને શાવળીંગાના માથાના વાળની લટો છુટી ગઇ છે ને કામના કેફમા આંખો લાલ ગુમ થઇ રહી છે ને પોતાનાઠંડા પવનથી ને ફુલની સુગંધીથી ઘણો ઘણો પ્રેમ ચડે છે પ

છી પોતે સદેવંતનો હાથ ઝાલી ચંપાની ઘટામાં જઇ બે
ઠી ને સદેવંતને કહે છે.

ચોપાઇ=ઓ અલબેલા રાજ, ભલા તમે આવીયા; મુ
ડાને સદેશ; ઘર્ખીને તેડાવીયા હું વારી માહારા રાજ; વા
રી વારીયાં; વચનના બાંધ્યા કોય; તમાંરીરે વાડીએ, છે લછ
બીલા શામ, આવોને મોજુ માણીએ,

શાવળીંગા સદેવંતને કહેછે કે હે મહારાજ આજતોત
મારી વાડીએ આવી છુ માટે મને ઘણો આનંદ થયો તેમ
તેમ સદેવંત તેના મીઠાં અમરત જેવાં વચન સાંભળી મહા
કામાતુર થયો છે ને તેના નેનની અદાએ કરી તેનું કોમળ
હૃદય ભેદઇ જઇ મહાં ગાંડાતુર થઇ રહયો છે ને શાવળીં
ગાનુ મોહોડુ ખુબ હાથે વતી દબાવે છે ને તેના કોમળ જે
કમળપત્ર જેવા અધુર ઉપર ચુંબન કરે છે,

ચોપાઇ—અલબેલે કીધી અલવ, નાંખી ગળામાં બા
થડી, ઉભાંછે જોડાજોડ. ચંપા કેરી છાંયડી; મેલો છબીલાશામ,
મોહુ મારૂ ભાગશે, અમે કહીશુ વેણ કઠવા તમને લાગશે.

શાવળાંગા કહે હે માહારાજ તમે જે હુ દબાવો છો તે
દુખવા આવ્યુ ને ભાગી જશે પછી તમને કહીશુ એટલે રી
સ ચડતાં વાર નહી લાગે માટે મોં મુકો દ, એવું કહેતાંજ
સદેવંતને રીસ ચડી કે રાંડને હુ હેતમાં પીયાર કરૂછુ ત્યા
રે એ વળી એની મોટાઇમાં જાય છે તેથી પોતે આઘા જ
ઇ બેઠા ને શાવળીંગાને કહે છે.

ચેપાઇ—એરે નારી અજાણ. શુ માહારે નથી પ્રી
તડી, લેવા આવ્યો કોય. રાણીઓની રીતડી, પ્રીતોના પરી
આણ, તેતો અમે જાણીયા આલો અમારી રીત, કલા વ
લા કરને વાણીયા.

હે સ્ત્રી તુ ન જાણીશ કે હું તને વળગતો આવુ પંણ મેં તારી પ્રીત જાણી માટે મારી રાણીજીની રીત પાછી આપ અને તારા જે વાણીયા આવ્યા છે તે વાકુલાલા કરમા હારે તારો ખપ નથી આવાં રાજાના રીશના વચન શાંભળી શાવળીંગા નરમ થઇ મનમાં કહે છે કે હુ તો હસતાં હસતાં કહેતી હતી ને આતો પાછા રીસાયા હવે સમજાવુ એમ કહી કહે છે.

ચેપાઇ—રાજા સોળ સાહેલીનો સાથ, છવન જોતઓ રતી; નાંખી ગળામાં હાથ, અબોડા રેલે રહી. હેતે દબાવ્યુ મોહોકુ હાથ,-મોહોકુ મારૂ ભાગશે મજથી કેમ દોશે ગાળ લાબેલા રાજા લાજશે.

હે રાજા તમે તો મારૂ હસતે મોં દબાવ્યું હશે પાણમારૂ મોં મસ દુખ્યુ ત્યારે મે તમને કહ્યુ જો તમને કાંઇ આડો જવાબ આપુ તો આપની પાસે રીસનુ તો વસણુંજ છે તેથી મે વિચાર કરીનેજ આપને કહ્યું કાંઇ તમે મને ઓછા વહાલા છો કે તમને ગાતો દઉ રાજા કહે ઘડીમાં હસાવે છેને ઘડીમાં તરછોડી નાંખે છે ને ઘડી પછી તુ તા પરણીને જવાની છુ માટે મારેતો પ્રીત કરવી નથી ઘડી શરૂ કયાંતા હરા પાછળ સોચના કરતો ફરૂ તે સાંભળી સાવળીગા કહે છે

દાહેરા—સુણ સદેવંત શાવળીગા કહે ને વળી એવુ શું બોલો આપ. પણ વરૂ તો સદેવંત કુવરનેરે, વળી બીજા માહારે ભાઇને બાપ.

હે રાજા તમે મને કહો છો કે તુ પરણીને સાસરેજઇશ પણ આ માહારૂ વચન કે પરણુ તો સદેવંત કુવરનેની કર દુનિયામાં બીજા મારે ભાઇ બાપ છે એવા સમ સોગન ખાધા એટલે રાજા ખુશી થયા કહે છે.

દોહરા—સુણ સદેવંત શાવળીગા રહેને વજિ હઇયામાં રાખજે વિચાર. કેલ આલ્યા તે પાળજે નીકર ધરતી નથી ઢાંકનાર હાર.

હે શાવળીંગા તુ કોલ આપે છે પણ વિચાર કરજે, જો નહી પાળે તો તાહારી ને માહારી લોથો રઝળશે સાવળી ગા કહે કોલ કેમ ને લોથો કેમ રઝળશે ને તમે એ શુ બોલો છો હુ તો કાંઇ સમજતી નથી ત્યારે સદેવંત કહે છે,

દોહરા—જેવા આવ્યા ગોરની વાડીએ, વળી એવા તો અહીયા તુ માન; કુડ કપટ તજો માનની રે. વળી અમે તમારે મેમાન.

હે શાવળીગા તે ગોરની વાડીએ આપ્યા હતા અને અહીયા આપે છે તેવા પાળજે ને તાહારા મનમાંથી મશકરી અને કપટ કાહાડી નાંખજે અવુ સાંભળી શાવળીંગા ખુશી થઇ રાજાનો ઘણો આગ્રહ જોઇ પોતે રાજાને લેઇ ચંપની ઘટામાં જઇ પોતાનુ ચોર પાથરી બંને જણ બેઠાં.

ચોપાઇ—ચોતડ કીધાં ચાર, પીતાંબર પાથરવાં; નાંખી ગળામાં હાથ; સજને સાદર કરયાં. બેઠાં જોડા જોડ, લાગી બહુ સારીયાં. નાની સરખી સાહેલીએ, આવીને પોકારીયાં

જય બને જણુ ચંપાની ઘટામાં ચોર પાથરી બેઠાં છે એટલામાં નાની સરખી સાહેલી હતી તે બીજીઓને તેડી બેળાંતી બેળાંતી બાગમાં આવી શાવળીંગાને બોલાવીએ સાંભળી શાવળીંગા ઝટપટ ઉઠી ને રાજા પોતે આસોપાલવના ઝાડ ઓઠે સંતાયા હવે સાહેલીઓ કહે છે કે તુ કોની સાથે વાતો કરતી હતી શાવળીગા કહે તુ આંધળી થઇ હોઇશ તારો બાપ કોણ છે અહીયા હોય તો જો. હુ તો આપણે રમતાં હતાં તે વખત સતાઇને બાગમાં દોડતાં મને કળ ચડી

એટલે મારૂ ચીર પાથરી સુતી સુતી ઊં ઊં કરતી હતી તે તેંણે
જોયું કે કોઇનેી સાથે બોલે છે તે સાંભળી નાની સાહેલી કહે છે.

દોહરા–સુણરે મોગી સાહેલીયા, તમે કોક સાથે કરતાંહ
તાં વાત; તમને જોવાને અમે આવીયાંને વળી સોળ શાહેલ
ડી નો સાથ.

હે શાવલીંગા તુ વાત કરતી હતી તે અમે નજરે જો
યુ ને તું જુઠુ કેમ બોલે છે એવાં તેનાં વચન સાંભળી સા
વળીંગા રીસ ચડાવી નાની સાહેલીને કહે છે.

દોહરો–નાની સરખાં સાહેલડીરે, વળી મરજોરે જોને
તારો વીર; વાલમ મારો વિયોગે ગયોરે, હું તો સુખ ન પામી
શરીર,

હે રાંડ તારા મુળ વઢાંયા તે મારો પેર બગાડી એમ ક
હી સાહેલીઓને તેડી ઘર ભણી ચાલી રસ્તામાં ચાલતાં વાડી
નાં ઝાંપા આગળ મહાદેવનુ ડેરૂ હતું તેમાં સાવળીંગા દર
સન કરવા ગઇ ત્યાં મહાદેવને કહે છે.

ચોપાઇ–દેરાં એટલાં દેવ. પથ્થ્ગ મેતો જાણીયાં, સાવસો
નાના છત્ર, સદાશીવને માનીયાં; અલબેલો મારોજ, મીઠોરે ન
જરે ભાળસું, સોના કેરાં છત્ર, સદાશીવને ચડાવશ

પોતે સદાશીવને કહે છે કે જ્યારે મહારા રાજાને અ
મે મળીશું ત્યારે તમને શોનાના છત્ર ચડાવસુ એવી માનતા
માની ઘર ભણી ચાલી સદેવંત પોતે પેલી નાની સાહેલીને
ગાળો દેતાં દેતાં પોતાના મેહેલે ગયા હવે શાવળીંગાના બા
પ જાન તેડી લાવ્યા અને હવેલીમાં ઉતારો આપ્યો પછી શ
હે ફુલેકાનો વરઘોડો ચડાવવાની તઇયારી કરી અને મોટાશા
હુકારોને વરઘોડે આવવાને સારૂ તેડાં મોકલ્યાં પછી શાવળી
ગાને પીઠી ચોળવા સારૂ બોલાવે છે તો શાવળીંગા નથી શોક

કહે આ વખત ક્યાં ગઇ હશે. એમ કહી સીપાઇઓને જો જવા મોકલ્યા તેમને શાવળીગા આવતી સામી મળી તે જોઇ શીપાઇ કહે છે કે હે બાઇ વરઘોડાની તઇયારી થઇ છે, ને તમે ક્યાં રમવા ગયાં હતા ઘર આગળ શેઠ ખીજે છે તે સાંભળી શાવળીગા ઉતાવળી ઉતાવળી ઘર આગળ આવી એ ટલે સરવે સાહેલીઓ પીઠી ચોળવા મંડી.

સોહલો—કંકુને કેસર ઘોળાય. પદમાણીને પઠી ચોળા ય; સરખી સાહેલીયો મગળ ગાય, પદમાણો ઉપર રૂઠા પી ળો થાય.

શાવલીંગાંને સાહેલીઓ પીઠી ચોળી નવરાવી વસ્ત્ર શાણગાર પેહેરાવી તઇયાર કરી હવે પદમશા શેઠે સીપાઇને બોલાવી કહ્યું કે ભાઇ રાજાને જઇ કહો કે પદમશા શેઠને દીકરીનુ આજે લગન છે માટે ફુલેકાનો વરઘોડો ચડાવવાનો છે તેથી આપ સ્વારી લઇ વેહેલા પધારજો; સીપાઇ ત્યાંથી રા જા પાસે આવી રાજાને કહ્યું એટલે રાજાએ પોતાની સ્વારી તઇયાર કરાવી અને સદેવંત કુવરને સાથે લેઇ જવા સરૂ બો લાવ્યા કે ભાઇ આપણા નગરશેઠ પદમશાની કુવરીનુ લગન છે તેનો વરઘોડો ચડવાનો છે માટે ત્યાં જવુ છે તુ ચાલ

ત્યારે સદેવંત કહે પીતા આજ માહારા શરીરને સુખ નથી ને માહારૂ માંથુ દુખે છે તેથી હુતો નહી આવુ તમે એકલા જાઓ મનમાં કે રાંડ એકાંતે મળી ને ત્યાંથી પાછા આવ્યા તો પછી આ બધા લોકમાં શુ વળવાનુ. મુવો એ શેઠ ને મુઇ એની છોડી કે વગર દુખે માંદા થવુ પડે છે. પછી રાજા પોતે હાથી ઘોડા પાલખીઓને રથ લેઇ શેઠને ત્યાં આવ્યા, એટલે સરવ લોક તઇયાર થયા, ને પછી કન્યા ઘોડે બેસારી એટલે વાજીંત્ર વાગવા માડયાં.

ચોપાઈ—ઢમ ઢમ વાગ્યાં જોને ઢોલ ત્રપણુ જોને ગ ઠ ગડયાં. અમીરને ઉમરાવ સાથે સરવે પરવરયા, ત્રબક વાગ્યાં જોને તુર, શરણાઈએ સાદજ પુરીયા, ગીડ ગીડ વાગે નોબત તાંસા વાગે તુરીયા, પાલખીઓને સુખપાલ, હાથી ઘોડા હુળ મળે, શેહેરના સરવે લોક ફુરેફુ જાતા મળે. શાખા બાંધી શાલીવાહન મોટે માંડવ આવીયા, માંડવ કેરી માંય, આવકાર લેઇ વધાવીયા, સાથે સારા લોક વેહેપારા, વાણીયા, ઇંદ્રનારે આસમાન એણીપેરે આણીયા. ઘોળાને ધવલા ચાર રથ લેઇ જોતરયા, તાતા જે તોખાર, ભેળારે લઇ પાખરયા.

એવી ધામ ધુમથી વરઘોડો ચહડી બજારની વચે સોનેરીયા ચોકમાં આવ્યો, તે સાંભળી કુવર કહે વરઘોડાતા બ ઠો ધામ ધુંમથી ચહડયો છે તે જોઉંતો ખરો; એમ ધારી પોતે જોવા સારૂ અગાશી ઉપર ચડયા, ને જુવે છે તો ઇંદ્ર ગટા થઇ રહ્યો છે, ને તમામ રસ્તો લોકોથી ભરાઇ ગયો છે. ને ચાલવાની જરા પણુ જગા નથી ને વરઘોડામાં છત્રીઓ અબદાગીરીઓ ને ચમર ઢળી રહયા છે તે જોઇ સદેવંત કુવર પોતે ખુશી થયા ને કેહે છે કે આમાં મેળો તો નહી થાય પણ જોઉંનો ખરો તેણે કેવા શણગાર પેહેરયા છે. એવુ ધારી પોતે હેઠા મેહેલમાં આવી પોતાના અમુંલ શણુગાર સજે છે.

દોહરો= જરકશી નો જામો પેહેરીઓને, વળી માંથે તે કસબીરે મોળ; રત્ન જડીત શીરપેચ તે બાંધીઓ તે દીસે છે ઝાકમ ઝોળ. કલગી તોરા શોભતાને, વળી ગળે તે મોતન કેરો હાર, કમરે સેલા લપેટીઆં તેમાં ઝુકીરે રહી તરવાર.

ચોપાઈ—મુકી રહી તરવાર કામ રૂપ જેવા લાગીયા સ જ્યા શોભીતાં હથીયાર, તરકસ લેઈ તાણીયા, તરકસ તીર તરવાર, હેમ જડ્યા હારલા સાજ સોનેરે ઘરકાવ કટારાં છે વાંકડાં; ગઢજેડાની ઢાલ ભલા જેને જગ હળે એટલડા રાજ કુમાર મોહોલમાંથી ઉતરે.

હવે સદેવંત પોતે બની ઠાણી મેહેલમાંથી ઉતરયા ને ઘોડાની ઘોડાળમાં ઘોડો જુવે છે તો સામન સહિત ઘોડો તઈયાર છે કેમકે પેહેલ વેહેલા કુવર રાજાની સાથે સ્વારી જ વાના હતા. તેથી રાવતે સામાન કરી તઈયાર કરયો હતો પણ કુવરે ના કહી તેથી રાવત ઘોડાને એમને એમ મુકી વરઘોડો જાવા ગયો. તેથી કુવરને તે તઈયાર મળયો એટલે પોતે ઘોડેસ્વાર થઈ ચાલ્યા.

ચોપાઈ—એકલડા અસ્વાર દરબારમાંથી નીસરયા, સાજ સોનેરી ઘરકાવ ઘોડાને પગ ઘુઘરા.

આવી તરફથી ઘોડાને શણગાર પેહેરાવેલો તેના ઉપ સ્વાર થઈ વરઘોડા સામે જાય છે તો સાજનના લોક કુવર નુ રૂપ જોઈ ઘણા ખુશી થયા.

ચોપાઈ—માજન મોટા લોક કુવરને વખાણીયા, આવ્યા સોનારોયા ચોક મંથ તેહને લઈ તાણીયા.

જ્યાં સદેવંત સોનેરીયા ચોકમાં આવ્યા ને કન્યાનો ઘોડો જોયો એટલે પોતાના રેવંતને ખેંચી પોતે તેની થડ માં જઈ ઘોડાને ધીરે ધીરે ચલાવવા માંડયો, અને ચાલતાં લતાં વરઘોડો કુરી ગૈઢવા આવ્યો, પણ શાવળીંગા સદેવંત ના સામુ જોતી નથી. તેથી રાજા ગુસ્સે થઈ મનને કહે છે કે રાંડ મને તો કેહેતી હતી કે મારે તમારા વીના બીજા લાઇને બાપ છે ને આતો પરણવામાં ગાંડીતુર થઇ ગઇ છે.

તેથી ચાલ પાછા એમ ધારી પોતાના રેવંતને ચાબક મરી કહે છે,

દાહરા—હેડ હેડ રેવંત આપણા ને, વળી ન કર પગ ઇરે આશ, આ કાગળની છે વાડિયુને એમાં નથીરે સોરંગીની વાશ.

સોહલો—એમાં નથી સોરંગીની વાશ અમથો જીર મારો ફરેરે ઉદાશ, જોમન માહારૂ બાળેરે વેશ હવે લખું છે માહારે પરદેશ.

રાજા કહે છે કે ઘોડા ઘેર ચાલ. આ કાગળની વાડીમાં સોરંગીની વાશ કયાંથી હોય ને અમથા ઉદાશ થવું પડે છે એવા સદેવતના રીસના અવાજ સાંભળી શાવળીંગા વિચાર કરે છે કે રાજાના સામુ મેં ના જોયું તેથી રીસાયા પણ શું કરૂ આટલા લોકમાં તેમને કેમ બોલાવાય, પણ જો પુરૂષ ઉતરે ને હુ મેહેલમાં ગણેશ આગળ વર તોરણ આવે ત્યાં સુધી એકલી રહીશ તે વખત સ્ત્રીનુ રૂપ લેઇ આવે તો મેળાપ થાય એમ ધારી પોતે રાજાને સાન કરી સમજાવે છે.

દાહરો—સુદર શ્રીફળ હાથે ધરીને ગોરી ચુડીયારે ખખડાવે આઘી એઢી ચુંદડીને વળી સાનુ મે સમજાવે.

શાવળીગા પોતે એક હાથમાં શ્રીફળ લઇ,બીજે હાથ ઉચો કરી ચુદડીનો ઘુંઘટો તાણી ચુડીઓ ખખડાવી રાજાને બતાવ્યુ કે તમે સ્ત્રી થઇ માહારા મોહોલે આવો સદેવત પોતે ચતુર હતો તે સમજી ગયો કે મને સ્ત્રીના વેશે તેડે છે તેથી હુ સ્ત્રીનુ રૂપ લઇને જઉ એમ ધારી પોતે ત્યાંથી નીકળી પોતાના મેહેલે આવ્યો, હવે વરઘોડો ફરતો ફરતો જાનીવાસા પાસે જઇ ઘર આગળ આવ્યો ને ઉ

તરયો એટલે શાવળીગા મેહેલનાં ગાણુરા આગળ જઈ બેઠી અને સાહેલાંઓ સરવે નીચે ગાવા લાગી. શાવળીગા વિચાર કરે છે કે આવામાં રાજા આવે તો ઠીક થાય હવે સદેવંત કુવર પોતાના મેહેલમાં જઇ સ્ત્રીનો પોશાક પેહેરવા: માટે રાણી પાટમદેની પેટીઓ ઉઘાડી તેમાંથી શોળે શણુ ગાર લેઈ પેહેરયા અને જે રાણીની અમુલ્ય સાડી હતી તે પેહેની પણ ફક્ત હીરા રતનની જે જડીત વાળી નાકે પે હેરવા જાય છે પણ વેહ વીના નાકમાં રેહેતી નથી તેથી વ ળખાં મરે છે એટલામાં પાટમદે વરઘોડો જોવા [illegible] ચહડયા હતાં તે વરઘોડો ઉતયો એટલે [illegible] તો સદેવંત સ્ત્રી બનીને બેઠા છે. ને વાળી નાકમાં [illegible] હેતી તે દબાવે છે એટલે પાટમદે બોલી [illegible] જા વેહ ન હોક તો લાવો આ સોયો [illegible] મારા હાથે સોચતાં જીવ નહી ચાલે સદેવંત પાટમદેને [illegible] મનમાં ઘણા શરમાઇ ગયા પછી પાટમદે રાજા પાસે આવી રાજાને કહે છે.

ચોપાઇ—કિમ કરી રેહેશો માહારાજ વેહ વનાની વાળી યુ આ નર ફીટી થયા છો નાર તેતો અમે ભાળીયું પુરષ ત ણો જેમ વેશ તમારો લાજશે, ઠગકતી મેલતા ઠાલ તે આ ચુદડી કિમ છાજશે.

હે માહારાજ આ ઠાલ બાંધેલા હતા તે ચુદડી કેમ શો ભશે, ને આથી તમારો મરદનો વેશ તે લાજશે તે સાંભળી સદેવંત રાણીને કહે છે.

કવિત—રાજનકી નીત ગઇ મીત્રનસે પ્રીત ગઇ, નાં રકી પ્રતિત ગઇ જયાંહી જીવ બધો હે, શોખનકો ભાવ ગયો, [illegible] હીશો આયો હે, મેઘનકી [illegible] [illegible]

ગઇ. અહ્રી વિપ્રીત ઉડ ધાયારે કીઉએ શાહુ કપાલ કહેતહે કવિરાજ કઠીણ કુળી કાળ ચલો આયોહે,

હે સ્ત્રી તુ કહે છે તો ખરી પણ એ વાતના જેને ઘાવ લાગ્યા હોય તેને પુછ તો ખરી તુ મને શીખામણ દે છે પણ એમાં મોટા મોટા ગરક થઇ ગયા છે તે સાંભળ રાણી કેછે મહારાજ કેઇ તમારા જેવા નહી થયા હોય પરમેશ્વરે મરદનો અવતાર આપ્યો છે ને હાથે વતી અસ્ત્રી [illegible] ભોગવવા ઇચ્છા કરોછો શુ માંસ ખાતા હશે [illegible] ફરતા હશે. ત્યારે સદેવંત કહે રાંડ તુ [illegible] વતી આંગ ઉઘાડીને બોલ ખુએ છે પછી [illegible] ઓઠાયા એટલે છાના રહ્યા પછી સદેવંત [illegible] રૂમઝુમ કરતી શાવલીગાને મેહેલે બાર [illegible] ને હુચા હુચ થઇ રહી છે તેમાં રાજા શા[illegible] [illegible] ખોળવા માંહી પેશી ડેકીયાં કરે છે અને રાજા. [illegible] પેસવા જાય છે. તો બાયડીઓ ગોધા મારી બાહે ર કાહાડે છે ને વળી કેહે છે કે રાંડ શાવલંગી આ કોણ છે કે વચે આથડાય છે રાજા પોતે ધકા પાટુ ખાતા થાકયા, પછી નીરાશ થઇ મનમાં કહે છે કે રાંડે મહારી મશ્કરી કરાવવા સારૂ તેડાવ્યો પછી પોતે મેહેલની સામે જઇ શરમવાન થઇ બેઠા ને આંખમાંથી ઝરઝર આંસુ ઝરવા લાગ્યાં શાવલીગા રાજાને જોવાને સારૂ જરૂખે જુવે છે તો રાજા વેગળે બેઠા છે ને આંખમાં ઝરઝરીયાં આવ્યાં છે પછી ત્યાં રહીને કહયું,

ચોપાઇ—ઉતરાની ઓઠાંગ, ફરેમાં જાણીએ; છેલ છબીલા શ્યામ આવોને મોજે માણીએ, એ અલબેલા રાજન લે તમે આવીયા, ગોપીયોના વેશ ભલ તમેજાવીયા.

આ સાંભળતાં સદેવંતે ઉચું જોયું એટલે શાવળીંગ દીઠી પછી તેણે ઇશારત કરી કે આ પાછળ બારીએ આવો પછી સદેવંત પાછળ બારીએ થઇ શાવળીંગાના મેહેલમાં ગયા ત્યાં શાવળીંગાએ પોતાના રંગમેહેલમાં પલંગ ખુરસી કોચ જાજમ અને પાટો ઢાળી મુકી છે તેના ઉપર મુખમલની તળાઈઓ એશીકાં વિગરે તરેહ તરેહનાં ઉપર બીછાનાં પાથરી દીધાં છે. અને રાજાને વાસ્તે ખાવાનુ દુધ, સાકર બદામ ચારોળી, પસ્તાં દ્રાખ; અખરોટ. ખીજેરાં અંજીર નાળીએર નારંગી વિગરે નાના પ્રકારના મેવા મુખ આગળ લાવીને મુકયા છે અને મુખવસ સારૂ પાન સોપારીએ લચી લવીંગ જાયફળ જાવત્રી તજ બઓખડ વિગરે; એવા અનેક પ્રકારના ખુશબોદાર તેજાના લાવી મુકયા છે અને તમામ રંગમેહેલમાં અતરની ખુશબો ઊડી રહી છે તે જોઇ સદેવંત ઘણો ખુશી થયો કે આવું સુખ મેં મારા રાણી સાથે નથી ભોગવ્યું. પછી શાવળીંગાને સદેવંત કહેછે.

ચોપાઇ—જાફર બેઠા જોડ કહુ એક વાતડી, શાવળીંગા તુજ વિના, મને કેમ રાતડી જાશે થાશે નાર, પુગી તમારી પ્રીતડી, રૂતેને પ્રીતે કોય આશો રાણીજીની રીસડી, ભુમ દીઠ દુખ થાય, જયારે નેણાં ભાળીએ, ચઢયો કસુંબી રંગ તે ધોઇને ટાળીએ સઉથી ઉતમ જાત, તમારી નાતડી; સુણ શાવળીંગા નાર માનો મારી વાતડી.

હે શાવળીંગા કાલે તો તુ જઇશ, અને ગયા પછી મરી રાત કેમ જશે માટે તુ મારી રાણીની રીસ કાઢી આપ એટલે હુ માહારે પેર જાઉં કેમકે તુતો પરણી ત્યારે ઘેર ચાલતી થાય ને માહારે તાહારા પાછળ ઝુરી ઝુરીને મરવુ પડે; તે સાંભળી શાવળીંગા રાજાને કહેછે.

રાહુરા=આ છમેથી ના નહી કહુને વળી નારહે આ જની રાત. આવી એકાંત નહી મળેને, રાજા કરો વાલડેરીની વાત.

ચોપાઈ-સારાં સારાં સુંદરીએ, આપ્યાં બેસવા બીછાવણાં, જાજમને જાજેય; પાથરણાં પાથરયાં, અલબેલા રાજા અમકુ તારી જાણીએ; છેલ છબીલા શ્યામ આવોને મોજુ માણીએ.

હે રાજા કુતો આ છમે જાઓ નહી કહુ ને આવી તમને એકાંત નહી મળે માટે બેસો; એમ કહી રાણી રાજાનો હાથ બંને પલંગ પર બેઠાં. હવે સદેવંતને પાછું આ છું આવ્યું તેથી શાવળીંગાને કહે છે.

ચોપાઇ—હાથ કર જોડી કોય કામન તુને કરગરૂ આ પુ માન અપાર સાસરવાસો હું કરૂં. સમજુ થાજો નાર પ્રગી મારી પોંડી, હેતેને પ્રીત આલજો તમારી રાણીજીની રીતડી,

હે સ્ત્રી હુ તને ખરૂં કહુછું કે હજુ સુધી તારેને મારે કોઇ પણ છે નહી માટે તુ કહે તો સાસરવાસો કરૂ ને તુ કેહ તે આપ મને મુકા દ તે સાંભળી શાવલીગા દીલગીર થઇ કહે છે,

ચોપાઇ-નહી આવુ રાણીજીના રીત સાંભળો વાતડી ન થી ગમતી જરાય, માજનીયાનો નાતડી કડવા લાગે છે મુને કોય વેહપારી વાણીયા. પેહરાવો પાટમદેના શણગાર કરી લેજો રાણીઓ,

એવી રીતે શાવળીગાનો આગ્રહ જોઇ માહા કામાતુર થઇ રહ્યા ને શાવળીગાના ગળામાં હાથ નાંખી પલંગ ઉપર જઇ ... પછી શાવળીગા ... થઇ કહે છે.

ચોપાઇ—મુગોયારના જે રોજ પધારયા માહારે ડોસી એ, ધન ધન મારો અવતાર; લાદપેલા લાવો લીજીએ; હુઇ યા ફેરા હેત બેહરે બનાવીયા, લીલાવતી નણદ આવીને પો કારીયા.

જ્યાં પ્રેમમાં એક એકના ગળામાં હાથ નાંખી બેઠાં છે એટલામાં જે લીલાવતી નણંદ હતી તે ને બીજી સાહેલીઓ ને દેવજી વ્યાસ કન્યાને ચુડો પાનેતર પેહેરાવવાને અવ્યા ને સાવળીગાને બાહારથી હાક મારી તે સાંભળી સવળીંગા રાજાને કેહે છે કે કેમ કરીશુ રાજા કહે કે ભોગ તાહારા મે તો તને કહયું હતુ કે તુ મને જવાદે પણ તને વાતો નો સ્વાદ રહી ગયો હના આપણો પરમેસ્વરજ આપણને અનુકુળ નથી કેમકે જરા હરખમાં આવીએ છીએ એટલામા કાળોતરીઓ કયાંથી આવે છે જો વાડીમાં તો કાણીઓ માં ભયો ને ચદનબાગમાં રાંડ છોકરી આવી ને અહીયાં તારી નણંદ ઘાટ બગાડયો, હવે તો તને સુજે તે કર, તે સાભળી શાવળીંગા કહે છે.

હે રાજા તમે શું કરવાને ગભરાઓ છો અહીયાંથી તમે દેવળમાં જાઓ; અને હુ પણ ત્યાં આવુંછું પછી ત્યાં આપણે સુખચેન કરીશુ તે સાંભળી સદેવંત કહે છે.

ચોપાઇ—દીવસ આથમે કેમ, પગ બાહાર કાહાડીએ આપણ મોટી નાત નવેણ કેમ લોહાડીએ, કામન દેવળમાં કોય અમે તો નવ આવીએ કહુછુ સાચી વાત ઝેરમાં લાવીએ.

હે શાવળીગા આપણે સારા માણસના છોરૂથઇને રાતે બાહાર કેમ જઇએ, માટે હુતો નહી આવુ તે સાભળી શાવળીગા કહે જે હે રાજા તમે નહી આવો તો હુ મરીશ એ સાભળી સદેવંત કહે છે.

ચોપાઇ=કામની સેને કાજ પ્રાણ તમે પાડશો કાલો અ મારે શીર તે આળ ચડાવશો.

વળી સદેવંત કહે છે હે સી તું મરીશ નહી તાહારો પ્રેમ માહારા ઉપર વિશેશ છે તેથી હું દેવગર્મા ગમે તેમ કરીને આવીશ એમ કહીને રાજા નીચે ઉતરે છે તેનો અવાજ સાંભળીને શાવળીગાની નણંદ લીલાવતી આવી તેને અથડાઇ સદેવંત ચાલતો થયો, તેથી લીલાવતીએ ઓળખી લીધો એટલે લીલાવતી શાવળીંગાને કહે છે,

ચોપાઇ કોનો કીધો સંગ, રંગ રસ લઇ ગયો, વહુજી સાચુ માન એ નારી કે નર હતો.

હે શાવળીંગા આ ગયો તે મને પુરૂષ જેવો લાગે છે છે તે સાંભળી શાવલીગા કહે છે.

ચોપાઇ—અમે ભણતાંતાં એક નીશાળ એ છે રાજકુવરી તે આવી હતી માહારી પાસ. મળવાને સુંદરી જમ એકજ થાળ સુતાં એકજ સેજડી, નણદલ સાચુ માન એ માહારી સાહેલડી.

હે લીલાવતી એતો રાજાની કુવરી હતી તેને ને માહારે નાનપણની બેહેનપણાં છે માટે તે મળવા આવી હેતી એ રીતે શાવળીગા તેની સાથે રકઝક કરે છે તેવામાં ઓર ચુડો લેઇને કેટલીક બાઇરી સાથે લઇને પેહેરાવા આવ્યો તેવારે એકાંતે તે દેવછ ઓરને શાવળીગા કહે જે હું તો ચુ પાનેતર પેહેરવાની નથી ને જો પરાણે પેહેરાવશો તો હું રઝળતો મુકીશ માટે તમે મને કાંઇ ઉપાય બતાવો, ઓર કહે જે હુ શુ બતાવું તારો બાપ મને ગામમાંથીએ કાહાડી મુકે એમ કહ્યુ એટલે તેનો ખીસો તર કરયો એટલે ઓરતો ખુશી થઇને કહે જે વ હેર તેમ કર તેવારે શાવળીગા કહે તમે કાંઇ

ઉપાય બતાવો ત્યારે ગોર કહે સ્ત્રી કરતાં અમારી અક્કલ વ ધારે ન હોય,

સોહરો—આબ ગામને વરતે કાળ, સ્ત્રી ચરીત્રને રાત બાળ. એ વાતનો જે નિરણય કરે; તેને વશ દુનિયા તોર છે

માટે હે કુવરી તુ કાંઇ ઉપાય શોધી કાહાડ હું તાહરી ગરજ મુજબ કરીશ પછી સાવળીંગાએ કહ્યું કે આ મહારી દાશીને શણગાર પેહેરાવી તેની સાથે પરણાવો પછી મોં ઢાંકીને જાની વાસે લઇ જજો પછી હું છાનીમાની આ વાતનો શણગાર પેહેરી તેને પાછી કહાડીશ પછી દેવજી ગોરે તેમ કરયુ અને રૂપાસાની સાથે દાશીને પરણાવી અને શાવળીંગા તો બારીએ થઇ દેવળ પાસે ગઇ, પણ સદેવંત તો જાગરણની જોગીને બદલે કેફની ઉંઘ આવે તવો ગોળીઓ ખાઇ પોપટનુ પાંજરૂ દેવળમાં ઉંચે લટકાવી કમાડ બંધ કરી સુતા છે એવામાં શાવળીંગા આવી બહાર ધણીએ બુમો પાડે છે અને કાલાવાલા કરે છે પણ સદેવંત કેફ તો ઘેનમાં ઉંઘી ગયો છે ને બેશુદ્ધ થયો છે તથી જરા પણ બોલતો નથી તેથી સદેવંતને શાવળીંગા કહે છે.

દોહરો—રેણ અંધારીને હું એકલીરે, રાજા અને દસે છે ડુંગરને પાહાડ. સાંભળો સાહેબ મારો તમે; જલદી ઉઘાડો બાર,

એ રીતે કહતી જાય છે ને દેવળમાં પેસવાનો રસ્તો જોવાને ચારે તરફ ફરી વળી પણ કયાંઇ જાળી કે બારી દીઠી નહી પછી બારણા આગળ આવી કહે છે.

દોહરો—ચારે દીશા હું તો જોઇ વળીરે, વળી કીધા તે સોર બકોર, કાતો સદેવંત સુઇ ગયારે, વળી કાંતો મારી ગ ઇ ચોર.

એવી રીતે વીચાર કરતી થકી રોવા લાગી ને ઘણો વીલાપ કરે છે પણ કુંવરતો બોલતો નથી તેથી તેણે વિચારયુ કે હવે કાંઇ ઉપાય નથી પણ મારા ચીરને વસ દઇને દોરડાની પેઠે શીખરમાં બાંધી શીખર ઉપર માંહી ઉતરૂ ને જોઉ તો ખરી કે શી રીતે રાજા માંહી પડયા છે.

પછી શાવળિંગા દેવલમાં ઉતરી અંદર જઇને તેને જગાડવા સારૂ ઢંઢોળવા માંડયો તો પણ બોલ્યો નહિ તે વારે સદેવંતનુ માથુ ખોળામાં લઇને તેનાં મો ઉપર હાથ ફેરવવા લાગી ઘણું કરયુ પણ તેતો પેલી ઓળીના કેફમાં લેવાઇ ગયો છે તેથી કાંઇ બોલતો નથી તેવારે શાવળીંગા કહેછે

હે રાજા તને ખોળામાં લીધો તો પથર જેવો લાગે છે માટે તેં કેવો અમલ કીધો છે કે ઉપાડયો તોપણ સુદ્ધ આવતી નથી એવી રીતે શાવળીંગા બોલે છે તો પણ સદેવંત જવાબ દેતો નથી તેવારે શાવળીગાના મનમાં એમ આવ્યુ કે આતો મરી ગયો છે એમ ધારી પોતે પણ મરવાનો વિચાર કરીને સદેવંતની કટાર લઇને પોતાના પેટમાં મારવા જાય છે એટલે પોપટ બોલ્યો કે અરે શાંવળીંગા તુ શીદ મરે છે સદેવંતને કેફ ચડી છે તેથી બોલતો નથી માટે તુ મરીશ નહી એવી રીતે પોપટનુ બોલવુ સાંભળીને શાવળીગા કહે છે કે હે પોપટ તુ બોલ્યો તો ઠીક થયુ નીકર હુંને એ બે મરત કેમકે હું મુઇ હોતતો મને દેખીને તે પણ મરતપણ હવે મારે ઘણો વખત થયો છે ને વાહાણુ વહી જાયતો ફજેતી થાય માટે હુંતો જાઉછુ ને હે પોપટ સદેવંત જાગે તો કહેજે કે એતો આવીને ગઇ તે વારે પોપટ કહે જે તુંસદેવંતને હાથે પત્ર લખીને જા. એટલે તેમને પરતીજ થશે.
પછે શાંવળીગાએ સદેવંતની હાથેળીમા ઘાવ લખવા માંડ્યા.

દોહરો—નાકે વેસરની કીધી લેખણિરે, વળિ સહા ત ભોળની સાર. કર હાથે ગીમા લખીઆને. વળિ સારે સાર સમાચાર, પુરા લટકતી પાઘડીને, વળિ થાણે થાણોકે થાય એનિ સમજાણ લો સદેવતાકે, તમે પગ ન ભરશોરે બહાર, દોશી મળે દરબારમાંરે વળી બેહેરો મળેરે બજાર એની સમજાણ લ્યો સદેવંતારે તો વળિ પગ ન દેશો બાહાર. આટો કુટોને ઘી ઘડોરે. રાજા છુટા કેશે જોને નાર. વણ ટીલે વિપ્ર મળે તો રાજા, પગ ન દઇએ બાહાર. ગોડોને સાંઢીયાને વળી ટપલા કુટ કુંભાર એની સમજાણ લ્યો સદેવતા તે પગ ન ભરશોરે બહાર સામીરે બેશોરે શોવડાને, વળી વણુ હથિઆરે ભુપાળ, એની સમજણ લ્યો સદેવંતારે, તો પગ ન ભરશો બાહાર. ડાબારે જમણી તેતર બોલેરે, રાજા આડ ઉતરે મંજાર. એવા શુકન નવ માનજોરે, રાજા પગ ના ધરશો બહાર. છાણે પાણેને ઠેકરેરે, વળિ મુનેરાજ દરબાર. સુકે લાકડે મગારરે, તમને ઘાતક થોડ નીરધાર.

હે રાજા એવા શુકન જોઇને ના આવશો પછી પોપટક હે એ કરતાં શારા શુકન લખ કે તે જોઇને આવે પછી સારા શુકન લખે છે,

દોહરે—કોરે ઘડે કુવારકારે જેને બેળો અબેણુ જાવનાર એવા શુકને તમે આવશો તો તમને મળશે શાવળીગા નાર.

ચોપાઇ=સારા સારારે શુકન જોઇ, વાલમ વેહેલા આવજો, નાના મોટા સંગાય, મેળ નવ લાવજો,

હે મહારાજ આશા તો એકલા આવજો. પોપટ કહેકે વે લખી રહી. શાવળિંગા કહે હજી લખવુ છે. પણ હું ચોગીઓ તો ભરાઇ ગઇ હવે કયાં લખુ ત્યારે પોપટ કહેઆ કમાડે લખ. પછી કમાડે લખે છે.

સોહરો—આંખે આંસુડાની ધાર, કામન ઘાવ લખે છેકા માડ; જોબન મારૂ બળે વેશ, તે મેલી જાઓ પીઉ પરદેશ આખે આંસુડાની ધાર. અલબેલી ઉડયાં, સુતો સદેવંત રાય. મઝા નવ લુટીયાં. પ્રીતોનાં પરીઆણ, તે તો અમે જાણીયાં. આવી છે રાણીજીની રીત, તે કેમ વેઠાંડે વાણીયા, સુણ સદેવંત રાય, અમલ કરયાંરે આકરાં; હું છુ બાળ કુવારી, જાઉ છુ સાસરે.

હે માહારાજ તમે બોલતા નથી તો હવે હું કુંવારી ને વારી સાસરે જાઉ છું.

એવી રીતના ઘાવ લખીને પોતે ઘેર આવી ને એકાંત સુઇ રહી. પછી સવારમાં જાન વીદાય કરી તે વખતશાવળીંગા વીચાર કરે છે કે હું માહારી સાહેલીઓને મળુંતા ખરી એમ કરતાં વાર થાય તો રાજા આવી પહોચે એમધારી સાહેલીઓને મળવા જાય છે એટલે તેની લીલાવતી નણંદ બોલી કે હવે શાહેલીઓની માયા મુકી દો તે ઘેર જઇને મારો ભાઇ તમારી બધી હુંશ પુરી કરશે એવી રીતનુ તેનુ બોલવુ સાંભળીને શાવળીંગાએ વિચારયું કે હવે કાંઇ ઊપાય નથી ને રાજા તો હજુએ ના આવ્યા માટે ઘોડીવાર થાય એમ કરૂ એમ ધારીને રથમાં બેસતી વખતે પોતાનો મોતીનો હાર હતો તે તોડી નાંખી મોતી વીણવા બેઠી તો પણ રાજા તો આવ્યા નહીં તેથી નિરાશ થઇ પોતે રથમાં બેઠી અને જાનઇઆ પણ પોત પોતાની ગાડીઓમાં બેશીને ચાલવા લાગ્યા હવે ચાલતાં ચાલતાં પાંચ ગાઉ આવી ભાતુ ખાવા બેઠા એવામાં એક ગોવાળીઓ ત્યાં થઇને જતો હતો તેને શાવળિંગાએ છાની રીતે એક દાગીનો આપી કહ્યું કે તું અહીં બેસજે ને સદેવંત રાજા આવે તો કહે જે

કે સાવળીંગાતો ગઇ પણ તમને ઘડી વીસારતી નથી માટે તમે મળિઆવો. પછી સરવે ભાતુ ખાઇને ચાલતાં થયા નેબે ઘડાં દહાડો રહયો તે વખત જાન પાછા નગરમાં વાજતેગા જતે શેઠના મોહોલમાં આવ્યા ત્યાં જઇને શેઠ ચોકમાં ખુરશી નાંખીને બેઠાં અને શાવળિંગા પેતે મેહેલમાં જઇને બેઠી એ વખત માળણ ફુલ લઇ ને આવીને શેઠને આપો પછી શાવળિંગાને આપવા ગઇ ત્યાં જઇ શાવળિંગાને ફુલ આપીને તેની સાથે વાતો કરવા બેઠી પણ માલણે શાવળિગાને ઉદાશ દેખી પુછવા માડયુ કે તમે ઉદાશ કેમ થય છો જે વાત હોય તે મને કહો હુ તમારી વેચાણ છું મારીસાથે પટદો નહી રાખશો શાવળિગા કહે જે તુ મને વચનઆપે તો હું તને બધી વાત કહુ એવું સાંભળી માલણે સોગન ખાઇને વચન આપીયુ.

દોહરો—નગરમાંથી જેને આવતાંરે મે ત્યાં કીધાં બાહુરે ચરિત્ર તેએના આવ્યા મહારો રયાંમ તેનાવિના આજગામાં વળી નથી બીજુ કશુંરે કામ.

હુ માળણ સહેતા રાજાને મળવાને મે ઘણાં કર્યા કંધી પણ તે તો મળ્યા નહી. ને છેવટ હીંયાં આવુ પડયુ પણ તેના વિના આ દુનિયામાં બ જાનુ માહારે કામ નથી એમ સાંભળીને માળણ કહે જે હે બાઇ તુ કાઇ તે વિષે ચીતા ન કર હુ તને મેળવી આપીશ ને હવે તેની ખોળ કરતી રહીશ એમ કહી માલણ ઘેર ગઇ.

હવે જ્યાં દેવળમાં સરૂપત સુતા છે તે જાગી ઉઠીને જુવે તો કોઇ દીઠુ નહી તેથી કરોધ કરી રાજા બોલે છે તેવામાં પોપટ રાજાને કહે છે કે તમને કાંઇ ખબર તો છે નહી ને ઠાલો કરોધ શીદ કરો છો એતો તમારી પાસે આવી

હતી પણ તમે જાગ્યા નહી ને ઘણી વાર થઇ એટલે થાકીને ગઇ. ત્યારે રાજા પોપટને કહે જે તે મને કેમ ન જગાડયો માટે તને મારી નાંખીશ એવુ સાંભળી પોપટ કહે જે હે રાજા નાહક શીદ મારો છો મને છુટો મુકો હુ મારે ગામે ત્યાં જઇશ એમ કહેવાથી પોપટને રાજાએ છુટો મુકયો તેથી તે ઉડીને જતો રહયો. પછી રાજા ઉદાશ થઇને પોતાના ઘેર આવી એક ઘોડો લેવા સારૂ ઘોડાળમાં ગયા તે વેળા પોતાની રાણીએ દીઠા એટલે તે કહેવા લાગી કે હે રજા શાવળિંગાએ તમને ગાંઠાતુ રજેવા બનાવી દીધા છે તે હુ જાણું છુ પણ વિચાર તો કરો કે મહારાં જેવી રાણીછતાં તમે એક વાણિયાની છોકરીમાં શું વધારે દીઠુ તે ભુજેવા બની ગયા છો તે વારે રાજા કહે છે.

હે સ્ત્રિ શાવળિંગા બરાબર બીજી કોઇ દુનિયામાં રૂપવાન નથી ને તું તો તેની એક દાશી બરાબર છું. એવુ સભળીને રાણીને ગુસો ચડયો, તે કહે છે કે હે રાજા સાવળિંગા ઉપર આટલો બધો મોહ છે તો કેમ રાખી શકયા નહી ને કેમ પેલાં વાણીઆંને લેઇ જવા દીધી.

હે રાજા ધિકાર છે તમને કે તમારી શાવળીંગા તમને પીયારી હતી તેમ છતાં તેને લઇ જવા દીધી માટે તીમને નાનમ છે કે શું મો દેખાડો છો એવી રીતના રાણીક. નાં વચન સાંભળી સદેવંતને ક્રોધ ઘણો ચડયો તેથી રાણીને કહયું કે શું કરવા ગડબડાટ કરે છે, જો તો ખરી એને લાવીને પટરાણી કરૂ તોજ મારૂ નામ સદેવંત ખરો, એટલુ વદીને તેજ વખત પોતે એકલો, ઘોડા ઉપર સ્વાર થઇને ચલાલી નીકળયો તે દરવાજે આવ્યો એટલે બારોટ સાવળીંગને વળાવીને પાછો આવતો હતો તે સામો મળયો તેને સ

તે કહ્યું કે શાવળીગાની સી ખબર છે બારોટ કહે એણે તે તમને મળવાને ઘણીએ વાર લગાડી પણ તમે આવ્યા નહી ને હવે તો દસ ગાઉ પોહોચી ગઇ હશે એવું સાંભળીને સદવંતે ઘોડો તાકીદથી ચલાવ્યો અને પાંચ ગાઉ ગય એટલે ત્યાં ગોવાળીઆ રાજાને દેખીને કહે છે.

દોહરો સાંજ સોનેરી ઘોડે જર કશાને વળી અલબેલા રે અસવાર, ઉભા રહોને મારા ઠાકરો તો. કહુ શાવળીગાના સમાચાર,

હે રાજા ઘોડો ઉભો રાખો હુ તમને શાવળીગાના સમાચાર કહુ તે આંઇ તને બેસારીને ગઇ છે ને કીધું છે કે રાજા આવે તો કેહેજે કે શાવળીગા તમારી વાટ જોઇને કુમાણી ગઇ, માટે હું તમને કહુંછુ પણ હવે તો તે પોહોચવા આવ્યાં હશે એવું સાંભળી રાજા ચાલતો થયો અવમાં રાત પડી તેથી રસ્તામા એક દેવળમાં જઇને તેમાં ઘોડો બાંધીને પોતે ભુખ્યો તરસો સુઇ રહયો હવે શાવળીંગાના પાસે માલણ ગઇ ને વેળા શાવળીગા ઉદાશ થઇને માલણને કેહે છે કે મારો પ્રાણપ્રીય હજુ નાવ્યો માટે હુ શુ કરૂ પછી માલણ કહે જે હે બાઇ તુ શીદને અકળાય છે તને આટલુ થાય છે તો તે રાજાનો કુવર છે ને મરદ છે માટે તેને કાંઇ વિચાર નહી હોય તેથી તુ એમ જાણ કે સાંજ સવાર આ આવ્યો માટે ફીકર નહી કર, એ રીતે કહીને માલણ પોતાને ઘેર ગઇ અને શાળીગા એકલી બેઠી છે એવામ શેઠ દુકાનેથી આવ્યા ને શાવળીંગાને કેહે છે કે ચાલ રંગમેહેલમાં સુઇ રહીએ ત્યારે શાવળીગા કેહે કે હાલ મારે નીમ છે કેમકે મેં પીયરથી આવતાં માનતા માની છે કે જો મહેરાજની સાસરે પોહોચીશ તો સાત દીવસ એકાંત સુઇ રહી

શા એમ સાંભળી શેઠ ખુશી થયા કે માહારી સ્ત્રી બાહુ ચ તુર છે, એમ વિચારી સેઠ ઓરડામાં જઇને પલંગ ઉપર જ ઇને સુતા ને શાવળીંગા ઓરડાની બાહાર છુટા હાલમા બે ાય સુતી; સવાર થયુ એટલે શાવળીંગાની દાશી અને ગામન રાજાની કુવરીની દાશી એ બનેને દોસ્તી હતી તેથી તે રો જ નદીએ નહાવા જાય છે હવે તેજ દીવસે તે નાહાવા ગઇ છે.

અહોંયાં સદેવંત દેવળમાંથી ઉઠીને પાછલી રાતે ચાલ તાં ચાલતાં સવારમા તેજ નદી ઉપર આવી ઘોડો બાંધીને પો તે રાતનો તરસો હતો તેથી પાણી પીવા ગયો પણ પોતાના પાસે વાસણ નથી અને મોએથી પીએ તો હાથેળીમાં લાગે લા ઘાવ રોવાઇ જાય માટે જનાવરનો પેઠે મે ઢેથી પાણી પી ધું તે જોઇને શાવળીંગાની દાશી કનકાવતીની કુવરીની દાસ ને કહે જે હે બેહેન આ કોક મોઢેથી પાણી પીએ છે તે ગાંડા જેવો હશે કે શુ? તે સાંભળી કુવરીની દાસી હુંસી યાર છે તે કહે જે એ કોઇ કામી પુરૂશ છે એના હાથે ઘાવ લાગેલા છે અને કોઇ મોટો માણુસ છે જેવો તેવો ન થી એમ કહીને બંને જાણીઓ ઘર તરફ ચાલી ને કનકા તીની દાશી મનમાં વિચાર કરવા લાગી કે ઘેર જઇને મા હારી બાઇને કહુ કે તમે ઇછાવર વરવો ધારયો છે માટે મ મનઓ સફળ કરવો હોય તો તમારા લાયક વર નદી કીના રઆવ્યો છે એ રીતે જઇને કહુ એમ વિચારીને એજ વ ખત કનકાવતીને ત્યાં આવીને કહયુ જે સાંભળીને કનકાવ તી પુછે કે મને તુ દેખાડ છેવટે દાશી કહે જે નાહાવાનુ બા હેનુ કરીને આપણે જઇયુ હવે શાવળિંગાની દાસિએ પણ સઘળી વાત શાવલિંગાને કહી તે સાંભળી શાવળિંગા વિચા

ર કરવા લાગી કે નકી સદેવંત કુવર આવ્યો હશે માટે મા
લણ આવે તો ખબર કહાડું એવો વિચાર કરે છે અને
કનકાવતીનો પોતાની દાશીને તથા કેટલીએક સખીઓને લ
ઇને તે નદી ઉપર ગઇ ત્યાં સદેવતને ઝાડ નીચે બેઠેલો જો
ઇને વિચાર કરે છે કે લોકોના દેખતાં અજાણ્યા માણસને
કેમ બોલાવાય એમ ધારીને સાહેલીઓને વેગળી ખશેડી પ
છી સદેવંતને બોલાવવાને ઘુમ નખરાં કરે છે વારે વારે સ
મુ જુએ છે, પણ સદેવત તેના ઉપર કાંઇ ધ્યાન રાખતો
નથી ને મનમાં વિચારે છે જે કામ સારૂ આવ્યા છીએ તે
કામ થાય તો બસ છે. વચમાં બીજાની કયાં પળા કરતા ફ
રીએ એમ ધારીને બોલતા નથી તોપણ કનકાવતીએ બો
લાવવા સારૂ પોતાનો હાર તોડી મોતી લઇને કાગડા ઉડાડ
વા લાગી ને ચીરમાં કાંકરા ભરીને પછાડે છે વળી નખ પ
તે ટીપે ટીપે ઘડો ભરવા લાગી પણ કુવર તેના સામુએ
જોતો નથી તેથી કનકાવતી બોલી.

દોહરો=નખ વતે ઘડો મેં ભરયોને વળી મોતીએ ઉ
રાડયરે કાગ કાંકરે ચીર ફુટી ફાડાયુરે, વળી તોએ ન બોલ
હયોરે ઠગ.

એવી રીતનુ તેનુ બોલવું સાંભળીને કુવરે વિચારયું કે
મને ઠગ કહયો માટે હું ઉતર આપુ.

દોહરો—નથીરે શેહેર ગોરી માહરૂને, કાંઇ નથીરે
બોલ્યાનો કાંઇ લાગ, એવી વિમાસણ ના કરૂ તો કાંઇ ના
વે વીજોગનો ત્યાગ;

હે સ્રી હમણાં માહારે બોલવાનો લાગ નથી ને અહીં
અપરૂ શેહેર નથી ને વળી કાંઇ બોલવા જાઉં તો માહાર.
વીજોગનો તાગ કદી ના આવે એ રીતનુ સદેવંતનુ બોલવુ

સાંભળીને કનકાવતી બુઘ કામ તુર થઇ તેજ વખત નીમ લી ધો કે વરૂ તો સદેવંતને નીકર બીજા ભાઇને બાપ એ રીત નો કનકાવતીનો વિચાર જાણી સદેવંત કહે જે હે સ્ત્રી એ વાત કરીશ નહી. કેમકે તુ રાજાની કુવરી છે હે તને કોઇ નહી કહે પણ માહારૂ તો માંથુજાય એવું સદેવંતનુ વચન સાંભળીને કનકાવતી કહે જે તમારા સામી કોઇ આંખ ઉચી કરે તો તેની આંખ ફેડાવુ ને તમે મરો તો ભેડે હુ મરૂ તેવારે કુવર કહે જે તુ કોણ ને હુ કોણ ને તારી સાથે મા રે કાંઇ કામ નથી, ત્યારે કનકાવતી કહે રાજા માહારા જે વી નહી મળે માટે હાથમાં આવેલો હીરો ખોશો નહી એવું સાંભળી સદેવંત કહે છે કે તાહારા જેવી તો માહારે ઘ ર લુડીઓ છે, એવી રીતે રાજા બોલે છે પણ કનકાવતી ધારે છે કે એતો ગમે તેમ બોલે પણ માહારે તો સારૂ લ ગાડવું જોઇએ એમ ધારીને કહે છે.

હે રાજા હું તો તમારી સ્ત્રી થઇ ચુકી છુ માટે તમે વ રશો તો ઠીક છે નીકર હુ પ્રાણ મુકીશ એ રીતે કહીને ક નકાવતી પોતે પોતાના મેહેલમાં ગઇ હવે શાવળીંગા માલણની વાટ જુએ છે એવામાં માલણ આવી તેને શાવળીંગા કહે જે માહારા પ્રાણ પ્રીય સદેવંત રાજા નદી ઉપર આવ્યા છે ને તેમની પાસે ઘોડો છે તે તારે ઘેર ઉતારજે ને પછી બાવા નો વેશ લેવરાવી માહારે મોહોલે મોકલ જે જ્યારે હું તેમ નાં દરશન કરીશ ત્યારે અન પાણી લઇશ તેવારે માલણ પણ વખત જોઇને બોલી કે વાતતો ખરી પણ મને ચોરીમે ળે તે સાંભળીને શાવળીંગાએ શેઠની પેટીમાંથી પચાસ મો હોરો કાહાડીને આપી તે મોહોરો લેઇ ખુશી થઇને માલણ કનકાવતીને મેહેલે ફુલ આપવા ગઇ, તેને કનકાવતી કહે

જે માહારા લાયક જેવો જોઇએ તેવો વર નદી કીનારે આ વ્યો છે તેને તું તાહારે ઘેર તેડી લાવીને માહારી સાથે પ રણાવીશ તો હું તાહારો ગુણ નહી ભુલુ તેવારે માલણ પણ વખત જોઇને બોલી બાઇ તે કામ ધારજતુ છે કાંઇ ખાવા નુ નથી તે ખાઇ લેવાય કાંઇ ખરચ પણ કરવુ પડશે એમ સાંભળી એક હજાર રૂપીયાનો દાગીનો માલણને આપ્યો તે લેઇ કહે કે બાઇ કાંઇ ફીકર નહી રાખશો આજ હુ એજ કામ કરવાની છું એમ કહી માલણ ઘેર આવી, તેના ધણી કહે રાંડ આટલી બધી વાર કેમ થઇ; ત્યારે માલણે પેલો અવેજ દેખાડયો એટલે માળી ભાઇ રાજી થઇ કહે જે હવે હુ તને કદી કાંઇ પણ નહી કહુ ને હવે તાહારી નજરમાં આવે તો કોઇ હઇયાનો ફુટો ને ખીસાનો તર એવાની દ સ્તી કરી આપણે ઘેર તેડી લાવજે એવી રજા મળી તથી માલણ તો તેજ વખત બેડુ લઇને નદી ઉપર આવી. સદેવ તને જોઇ નખરાં કરવા લાગી.

દોહરો—કીયારે દેશના તમે રાજવીર, વળી કીયાં ત મારાંરે ગામ, શા કારણ તમે આવીઆને, વળી શુ છે ત મારે કામ.

હે માહારાજ તમે કિયા દેશના રાજા છો ને અહિંયા શા કામે તમારે આવવું પડયું છે, માલણનાં વચન સાંભળી ને સદેવંત કહે છે.

દોહરો—નથીરે અમે કાંઇ રાજવીરે વળી છેટે અમા રાંરે ગામ, આવ્યા છીએ પર દેશમાંરે; ભડી ચાકર ર હયાનુ કામ.

હે સ્ત્રિ અમે રાજા નથી પણ પરદેશમાં ચાકરી કરવ આવ્યા છિએ. તે સાંભળી માલણ કહે છે.

હે માહારાજ તમે ચાકર જોગ નથી ને તમે જે કાર ણે આવ્યા છો તે હુ જાણું છું આવાં માલણનાં વચન સાંભળી સદેવંતને ખાત્રિ થઇ કે નક્કી એણે મોકલેલી પણ એનુ નામ એની પાસે દેવરાવવું જોઇએ. પેહેલુ કહાશે તે પછી એ નહિ હોય તો પછી ફજેતી થશે. માટે તનેજ પુછુ એમ કહી કહે છે

હે સ્ત્રિ આ નગરમાં કોણ રાજા રાજ કરે છે ને કેની દવાઇ ફરે છે તારા નગરમાં મુખ્યાયાં દુખીયા કોણ કોણ છે તે મને કહે માલણ સદેવંતનુ કહેવુ સાંભળીને કહે છે.

હે માહારાજ આ નગરમાં રાજા વીરમદ રાજ કરે છે ને એટ્યુ રાજાની દવાઇ ફરે છે દુખીયામા એક રૂપાશા શેઠની નારી શાવળીંગા છે ને તેના તમે પરમ પ્રીય છો આવાં મ લણનાં વચન સાંભળી સદેવંત હરખી પડયો ને કેહે છે હવે તુ મને તારે ઘેર લઇ જઇ ઉતાર, પ્રથમ તો મારા મનમાં એ વુ આવ્યું હતુ કે હમણાં એક આવી હતી તેવીજ તું હ ઇશ પણ હવેથી ચીર પેહેરાવીશ ને માની બેહેન ગણીશ.

માલણ સદેવંતને કહે છે મારે તો ચીર જોઇતુ નથી પણ એક વચન આપો ત્યારે સદેવતે વચન આપ્યું પછ માલણ કહે કે હમણાં જે સ્ત્રી આવી હતી તેને તમારે પ રણવી પડશે, સદેવંત કહે એ વાત તાહારે કરવી નહી મા લણ કહે તમે ગમે તારે પરણજો પણ એને પરણશો તો ત મારૂં કામ થશે કેમકે એ રાજાની કુંવરી છે ને તમે તેની ઓથે જશો તોજ શાવળીંગા મળશે.

પછી સદેવંત માલણની પાછળ પાછળ તેને ઘેર ગ યો માલણે તેને ઉના પાણીથી નાવરાવ્યો, ને રસોઇ તઇયાર કરાવી કહ્યુ કે માહારાજ તમે જમવા ચાલો ત્યારે સદેવંત

ર હુતો જ્યારે એને નજરે જોઇશ ત્યારેજ અનપાણી લઇશ નહીતો લેનાર નહી, માહારાજ તમે જમોતો ખરા એન તે જોગી થસો ત્યારે દેખશો. ત્યારે સદેવંત કહે જોગ થઇ એને જોઇ આવું પછી જમીશ માલણ કહે કે એમ કરો પછી સદેવંત પોતાના શરીર ઉપર ભભુત ચઢાવી દીધી, ને માંથાના વાળ છુટા મુકી હાથમાં ઝોળી ઝંડો લેઇ પોતે અબધુત બની તઈયાર થા પછી માલણ કહે છે કે તમે તેના મેહેલ આગળ બે ફીકરાઇથી જજો, કોઇ તમને રોકશે નહી કેમકે તમારે સારૂ તો તે સદાવ્રત આપવાનુ મંડાં બેઠી છે માલણ એવું વચન સાંભળી સદેવંત શેહેર ભણી ચાલ્યા.

ચોપાઇ—છુટે કેસે કોય, નગરમાં ચાલીયા, ભભુત ઝોળા હાથ બાળે નાથે ઝાલીયા; અછતવાળા અતીત નગરમાં આવીયા, સારા શેહેરમાં લોક ચાકરે ચડાવીયા.

જ્યારે આવા ડોળથી શાવળીગાના મેહેલ આગળ સોનેરીયા ચોકમાં જઇ અલેખ જગાવ્યો સદેવંતનો અવાજ સાંભળી શાવલિંગા વિચાર કરે છે.

ચોપાઇ=એ છે માહારો સ્વામ તેતો નીરબે જાણીયે આવવાની કરીએ એકાંત સાકરૂ વેહેંચીએ.

શાવલીંગા ઝરૂખે આવી જુએ છે તો સદેવંતને દીઠો પછી ખુશી થઇ રાજાને કહે છે.

દોહરો—પગ પ્રમાણે પેહેરી ચાખડીરે રાજા છુટારે મેલ્યા જોને કેશ સુણ સુણ રાય સદેવંતરે લેતો ભલોરે ભજાવ્યો વેશ.

હે માહારાજ તમે માહારા કહ્યા પ્રમાણે બરોબર જોગીનો વેશ બજાવ્યો છે. વળી સદેવંત સાવળીંગાને રાગ

૨ સજેલી જોઇ કહે છે.

હે સ્ત્રી તેં તો મારા ભેખને એમ લજાડી કેમકે જો મે જોગીનો વેશ લીધો તો તાહારે મારી માફક દીલગીરીમાં રેહેવું જોઇએ પણ તેં તો શણગાર શજીને પટીયા પાડયાં છે; માટે જો સાચી પ્રીત હોય તો છુટાં રાખવાં જોઇએ. એવાં સદેવંતના વચન સાંભળીને શાવળાગા કહે છે.

હે માહારાજ મેં તો લોકને દેખાડવા સારૂ શણગાર સજેલા છે ને પઠીયાં પાડયાં છે પણ મારા હઇયાનાં તો છુટે લાંજ છે એવી વાત કરે છે એવામાં એની નણંદ લીલાવતી આવીને કહે છે કે જમવાની વખત થઇ છે ને તમે કેમ બેશી રહયાં છો. સાવળીગા લીલા વતીને જોઇ મનમાં કહે છે કે વળી આ પાપ કયાંથી આવ્યું હવે રાજા સાથે વાત થશે નહી. ને વરસાદ પણ આવવા માંડયો માટે તેને લોટ આવવાનુ બાહાનુ કરી હેઠે જઇ વાત કરી આવુ એવું ધારી નણંદને કહે છે.

સાહલો—મેહુલો વરસે કાળી ધાર, બાળુડો જોગી ઉભો છે દ્વાર, બાળો જોગી બાહાર ભીંજે; ને કહો તો બાઇ અમે ભીક્ષા દીજે,

હે બાઇ આ જોગી બહાર પલળે છે તે જોગીને કહો તો ભીક્ષા આપી આવુ લીલાવતી જોગીનુ નામ સાંભળી જરૂખે આવી જુએ છે તો કોઇ માહા તેજસ્વી રાજ અંશ જેવો દીઠો.

પછી લીલાવતીએ મનમાં ઓળખ્યો કે મને એના પીયરમાં ધકો મારયો હતો એવો છે એવુ ધારી રીસ કરી શાવળીગાને કહે છે.

હે ભાભી તમે તો જાણતાં હશો કે એ કોઇક જોગી છે

પણ એનો કોઈક ઠગ છે, શાવળીગા કહે આપણે શું ગઈ તે હોય પણ આપણે તો એને અભ્યાગત જાણી આપવુ છે. એવું સાંભળી લીલાવતીને બહુ રીસ ચહડી તેથી સીપાઈ બોલાવીને કહ્યુ કે આ જોગીને મારિ કાહાડો મે હવે તો કોઈ પણ ભીખારીને અંદર આવવા દેશો નહી પછી સીપાએ સદેવંતને ધકો મારીને બાહાર કાહાડયો. હવે સદેવંતને ધકા મારી કાહાડયો તેથી તે શાવળીગા ઉપર રીસ કરી કહે છે કે રાંડે મને ધકા મરાવ્યા પછી માલણની પાશે જઈ બધી હકીકત કહી માળણ કહે ભાઈ તુ જમી લે ને હુ એની પાસે જઈ તને કાલે મળે એવો બંદોબસ્ત કરી આવીશ પછી સદેવંતે ખાધું હવે માલણ ફુલ લઈને શાવળીગાના મેહેલે ગઈ શાવળીગાએ માલણ દીઠી કે તેના ખોળામાં માથુ મુકી ધ્રુશકે રોવા બેઠી અને કહ્યુ કે મારા નણંદ કહ્યું કે મારી નણંદે તો એને કાહાડી મુકાવ્યો, વળી શીપાઈને હુકમ કરયો કે હવેથી કોઈ ભીખારીને પેસવા દેશો નહી માલણ કહે તું શીદને ચીતા કરે છે હુ શો ઉપાય કરી તાહારે મોહોલે મોકલીશ શાવળીગા કહે એ વાત ખરી પણ મેં શેઠને સાત દિવશનો વાયદો કરયો હતો, ને સાત દીવશ આજ પુરા થશે માટે કેમ કરવું હવે તો કાંઈ ઉપાય ખોળ નહિતર મરવું પડશે, તે સાંભળી માલણ કહે તુ એમ કરજે કે શેઠ તહારી પાસે આવે ત્યારે કહેજે કે મેં સાત દિવશનો નિયમ લીધો હતો પણ હવે મહારિ આટલી હુશ પુરિ કરો, કે આપણે બાગમાં ઉજાણી જઈએ ત્યાં સોગઠાં બાજી રમિ જમિને ઘેર આવ્યા પછી તમે જેમ કહેસો તેમ કરિશું પછિ સેઠને કે આપણે બાગમાં સુતો મુકી હું આને મ... [illegible]

પજે એટલે સરવે ઉપાય કરીશું હવે માલણના કહેવા પ્રમાણે શાવળીંગાએ શેઠને કહ્યું પછી શેઠે પણ મોહને લીધે હા કહી અને બીજે દીવસે શેઠ એક બે ચાકર અને શાવળીંગાને સાથે લઈને બાગમાં ગયા ત્યાં ચાકર રસોઈ કરે છે ને શેઠ અને શાવળીંગા બાજી ખેલે છે તેમાં શાવળીંગા દોહરા બોલતી જાયછે ને સદેવંત બાગની પાછળ બેઠાછે તે સાંભળેછે,

દોહરો. સાવધાન થઈ સાંભળોને. વળી બેઠા બેઠા બહાર, તુમ કારણ એ આદરૂને પડ પાસા પોબાર.

એવો શાવળીંગાનો અવાજ સાંભળી સદેવંત બોલ્યા.

ચોપાઈ—સાંભળ માહારૂ વેણ તુ મનમાં સાચુ ધાર, જેમ બને તેમ જલદી કરોને, પડ પાસા પોબાર,

તે શાંભળી શાવળીંગા કહે છે.

દોહરો—હવે ઉતાવળ ગત કરોને, ઝાઝી નથી કાંઈ વાર દઈવ જોગે મેળો થશે, પડ પાસા પો બાર.

તે સાંભળી સદેવંત કહે છે.

દોહરો—દેહેરૂ દીઠુ દેવનુ ને, દરશન કરવા જાય; દરસાન તો પરસન નહી. પડ પાસા પો બાર. હંસ ગયો સરોવરીશને, વળી દીઠુ અમરત સાર. દીઠુ પણ ચાખ્યુ નહી, પડ પાસા પો. બાર,

એવી રીતનુ બંનેનું સામ સામુ બોલવુ સાંભળીને, શેઠ કહે છે કે આ કોણ બોલે છે એટલે સાવળીંગા કહે છે કે આ બાગનો દેવ છે તે અદ્રક્ષ થઈને બોલે છે ને તે આપણને વીઘન કરશે, પણ તમે કાંઈ ડરશો નહી લ્યો આ ગોળી મારી પાસે છે તે ખાઓ એટલે કાંઈ બીક લાગશે નહી આ ગોળી માહારા બાપના ઘેરથી એક વિદ્વાન પાસેથી મંત્રીને લાવી છુ તે ખાય તો કોઈ ભુત પલીતથી બીહે નહીં એ

મ કહી માલણની આપેલી કેફની ગોળી આપી તે શેઠ ખ
ધી એટલે થોડી વારમાં બેભાન થઇ ઊંઘવા લાગ્યો પછી શા
વળીંગા દશાએ જવાનુ બાહાનુ કાહાડીને સદેવંત પાસે ગ
ઇ ને શેઠ તો પડી રહ્યો પછી સદેવંતને શાવળીંગાને બને
ને માળણ હતી તે રાજાની કુંવરી કનકાવતી પાસે તડાગા
ઇ કનકાવતીએ રાજાને આવ્તા જોઇને શાવલીંગાને અને રા
જાને પલંગ ઉપર બેસારયાં પછી ત્રણે જણાં વાતો કરવ
લાગ્યાં હવે સદેવંતની હોંશીઆરી જોવાને કનકાવતી સમશ
આ પુછે છે

દોહરો—સોંધામાં મોંઘુ કીયુંને, રાજા વાહલામાં વાહ
લુ તે શું હોય દેખતામાં દેખતો કીયોરેઃ રાજા આંધામાં આ
ધો જોને કોય. વરઘમાં શું હસવા પનુરે, રાજા કીય ગચન
માં ગુણ અતી સુખ શેમા કહ્યુને, વળી સુખે સુવેરે નહી કુણ.

તે સાંભળી સદેવંત કનકાવતીને ઉત્તર આપે છે,

દોહરો—રાજા કહેરે રાણી સાંભળોરે, વળી પુછયુ તેનો
રે પાર, અકલ નથી કાંઇ એવડીરે રાંણી રાખજો તમે ભા
ર; સોંઘુ તે ગફત મળે તે, વળી જીવથી વાહાલુ નહી કોય,
જ્ઞાની આંખે દેખતોરે; વળી અજ્ઞાની આંધળ હાય, હસવુ
ઘણું વઇરાગીનેરે, વળી કરજથી સુખે ન સુવાય.

હે રાણી તમે પુછયું તેનો આ જવાબ.

રાજાનુ એવુ વચન સાંભળી કનકાવતી ખુશી થઇ અ
ને શાહાણાનુ પોહોર થયુ એટલે પોતાના પીતાના પાસે જ
ઇ કહે છે કે હે પીતા જે હું જળ દેવતાની ઇચ્છા વર વર
વાને રોજ ગાગર જળેઆં પુજતી હતી તેથી મને મારી મર
જી પ્રમાણે વર મળયો છે વીરમદ રાજા કહે કોણ છે કનકા
વતી કહે રાજા શાલીવાહાનનો કુંવર સદેવંત આપણા નગર

માં આવ્યો છે રાજા કહે એને અહીંયા એકલા આવવાનું કારણ શુ છે, કનકાવતી કહે એના શેહેરમાં નગરશેઠની કુવર શાવળીંગા કરી આપણા ગામના રૂપાસા શેઠ પરણી લાવ્યાં કેહે છે પણ તે પરણી નથી કેમકે એ કુંવારી હતી તેજ વાખતથી સદેવતને વરી ચુકી હતી તેથી તેણે કપટથી એકદાશી સાથે પરણાવ્યો હતો પણ ત્યાર પછી સદેવંત અને એને મળવુ નહી. તેથી તેને રૂપાશા અહીં લાવ્યા હતા. પણ હાલમાં સદેવંત પાસે આવી છે ને આપણાં મેહેલમાં તેમનો બેસારવાં છે માટે મને પણ તેની સાથે પરણાવો હું પણ મનની સાખે સદેવતને વરી ચુકી છુ એ પછી રાજાએ વાત કબુલ કીધી પણ શાવળીગા પરણી નથી એવાતની ખત્રી કરવા સારૂ રૂપાશા શેઠને બોલાવી પુછયુ ત્યારે તે કહે જે હું પરણ્યો છું શાવળીંગાં કહે જો દારી ને ના પરણ્યો હોય તો દેખા ગોરને બોલાવી પુછો, તે સઘળુ કહેશે પછી રાજાએ શેઠને કહ્યુ કે કેમ કરવુ છે, શેઠે વિચાર્યું કે એનુ દીલ મારા ઉપર બીલકુલ નથી એમ છતાં માહારે ઘેર આવવાની નથી ને જબર જસ્તીથી તેડી જઇશ તો આખર મોતની નીશાની છે જો એક વારતો કેફ ખવરાવી ગઇ તે બીજે દીવશે માલમ પડી માટે જવાદે બળો બીજી પરણીસુ એમધારી શેઠ કહે કે એની ખુશીમાં આવે તેમ કરે તમાં મારીકાઇ અડચણ નથી એમ કહેવાથી રાજાએ જાણ્યુ કે એ કુવારીજ છે પછી રાજાએ પોતાની કનકાવતી કુવરીને તથા શાવળીંગા એ બનેને મોહોટો ઓછવ કરી પરણાવી પછી રાજાએ એક મેહેલ તેમને રહેવા સરૂ જુદો આપ્યો તે માંહે રંગ ભોગ કરતાં કેટલાએક દીવસ થયા પછી શાવળીંગા કહે હે સ્વામી તો આપણે આપણા શેહેરમાં જઇએ તો ઠીક એ

णु सांभळी सदेवंते राजा वीरमद पासे रजा मागी के हवेअ मने अमारे देश वदाय करो पछी राजाए तेमने घोडा हा थी प्रमुख केटलुएक धन आपी वीदाय करवां ते वखतजा चक भाट विगेरे लोको दान लेवा आव्या सदेवंतनी पासे आ व्या हता तेओ तरेहना तरेहना सवइआ तथा छपा अनेन कता बोली सदेवंतने खुशी करे छे ते नीचे मुजब,

सवैया—काजळकी काळी रेख, दांतुमे बीराजे मेख देवरेकु धाइ हे. चसती गजनी चाल, अंगनेनी झालनाल, केर सर गुलाल. कुम पुजनेकु आइ हे. चदर जळ पेहेर चां नील जातां दीसे नीर; एसी तो स्वरूप रंभा रेसी आइहे कडवहे कनकसेन. कोकसो बोले बोल. हमरी नही बोले त बी रामकी दुहाइ हे.

दुहो पुरूष कहे छे=सुख कारण सायर तजे, अगरम बने हेत. लटकन पाणु पोहोचत नहीं. तलप तलप जीव लेत.

स्त्री कहे छे=रहो रहो मोती छीपके तु कयु डरताहो २, जीसके दरपत जीं रखो, जीके सात समनका तीर;

हाथीने कहे छे दुहा—हदीसर तरे सीर बसे, रणकह बत धार, तीन लोक थापन कत; तु कयुं दारत धुळ.

प्रीत किशे छपो—प्रीत कीजे मुख जाणु, सुजा गुरोओ र हे. हेवानकी प्रीत केसी सुहला बेडा म.स, छ मासतो चां च मारे रूइ जेसी, कवी गंग कहे सुणु शाह अकबर, छ शा मीठी दुध जेसी.

छपो—अगाजळ तग्ग के पास, वसे तो कुपको नीर खमो न पीओ. जीसके रूदे भगत वसे तो ओरको ना म लीओ न लीओ करम संजोगे सुपात्र मोसे तो कुपात्रकु दान दीओ न दीओ. कवी गंग कहे शाह अकबर, छ समु

ભેતો નીચકો સંગ કીઓ ન કીઓ.

દુહો—સજન તુમારે નેમસે. સદા હે કુશળ ખેમ,
સજન અમ પરવશ પડે, સદા તમારે પ્રેમ.
તુમ જાણો રીત વાસગી, મેરે મનનની ગમાર.
રાત દીવશમાં સાંભરો. એક સમે સો વાર.
દેશ મુલક કું ભમ્યો, માણસ બોત સુકાળ.
જાકે મીલે સુખ ઉપજે, તાકો પડયો દુકાળ,
પ્યાસા ચાહત નીરકુ, થાકયા ચાહત છાંય;
અમ ચાહત તુજ મીલનકુ, લંબી કરકર બાંય.
પાંખ હોય તો ઉડી મિલુ, ઝગના રાખુ શ્રીર.
જેમ જેમ સજન સાંભળે, તેમ તેમ વાગે તીર.
ધાનુ ચાહત વરસકુ. બાલક ચાહત માંય,
અમ ચાહત તુજ મીલનકુ લંબી કર કર બાંય.
પાખહોયતો ઉડી મળુ, પાંખ ગઈ સબ ટુટ;
સજન અમ પરવશ પડે, તુમ મત રાખો રૂઠ.
સજન સજન મે કરૂ, સજનકે મન ઔર.
ચિક પડયો એ પ્રીતમાં, એક ચીત દો ઠોર;
રાજન તુમ મત જાણીએ દુર દેશકા વાસ,
પીંડ અમારે ઈહાં રહી, પણ પ્રાણ તુમારે પાસ
ભાવ નહી આદર નહી, નહી નેનમે નેહ;
ઉસ ઘર કબુ ન જાઈએ; જો ચંદન બરસી મેહ.
ભાવ હે આદર હે હે નેણમાં નેહ.
ઉસ ઘર સદાઈ જાઈએ ભોળા વરસે મેહ,
લાગ્યુ ચીત જેનુ જેહશુ. સપને ન લોક અજાણ.
પ્રિતિ જેને જેહશું; તેતો તેના પ્રાણ,
સજાન બાત સ્નેહકી, પર મુખ કહી ન જાય;

મેંદી કેરે પાનમે લાલી રંગ સમાય.

સવૈયા.

ધરદઉ લકડા ગાંડમેં રહે નર જુગમાં નામ;
નીસરાયા નિસરે નહી, કયા ફજર કયા સ્યામ.
કયા ફજર કયા શ્યામ, સાંઇકી બડી તાપશી;
મુખસે મારૂ મેખ, ગાંડસે ઝરે લાખસી.
કહે દીનદરવેશ, સાંઇશું રેહેવે અકડા;
રહે નર જુગમે નામ, ગાંડમે ધરદઉ લકડા.

છપા.

કેશ દીયા સીર સોભકે, નેણ દીયા જુગ દેખનકુ.
કાન દિએ કુચ બાત સુણાવત, નાક દિયા કુચ બાસનકુ
હાથ દીએ કુચ દાનકે કારણ, પાંઉ દીયા પંથ ચાલનકુ
કવી ગંગ કહે સુણ શાહઅકબર; પેટ દીયા પત ખોવનકુ
ભુખ કુલીન કરે અકુલીનર; ભુખ ચરે ઘર ભીખ મગાવે;
નીચકી ચાકરી ભુખ કરાવે, નીરમળ વંશને મેલ લગાવે
ભુખ ભમાવે વિદેશ વિપદમાં, દીન દુખીસમ તુલ્ય કહાવે
કવિગંગ કહે ભુખ સમુ નહી દુખ, પાપાણીમુખઅભક્ષકરાવે.
જોગી થા સોંચી કલંદર તાપસ, એહી ટાંગ રખ માર કછોટી.
પીર મુરાદ મુસાફર જગના; સેખવાહી મન માટકી ગોટી
જોગા આપ જપે નીરંતર, યાકી કીરત જગમાં મોટી.
સકુકો ઉસ દાસ નીરંતર, રોટા બીના સબ બાતહે ખોટી.

છપા,

સતી સુલક્ષણી નાર, ભાવ જયાં આદર વચણાં:
અંગમાં ધરમ આચાર, કંથ સુખ જુડ ન કરણાં.
સાસરીયામાં સપણુ; જસજ વધારે ઘરણી;
પાક જનાણુ તીકુ સુખ સમજે તે રમણી,

પ્રેમ નેહ પ્રીતમથી ધરે, તીકુ પક કુળ તુરણી,
કવિ ગંગ કહે સુણો સજનો, તે નારીથી ધન મ
નખો ઘરનો ધણી.

છપો.

કુટીલ કુલક્ષણ નાર. કંથ મુખ જુઠ ભાખે.
દેખત કાહાડે દાંત; તીખી નજરે તે તાકે;
કરે અવરશુ નેહ પ્રીત પરાઇ રાખે;
દુડવે સસગાને જેઠ, દુખ પ્રાણીને દાખે.
પ્રેમ નેહ પીઉશુ નહી, ને પડાશું વાતો વહી.
કવિ ગંગ કહે સુણો સજનો તે નારી દેખી ધુળ
નાંખે તે ઘરનો ધણી.

છપો.

કુપાત્રકી પ્રિત કૈસી, ખાત બીન ખેત જેસી;
મોહોબત ન માન કૈસી, વાકુ ચિન જાણીએ.
મુછ બીન મરદ કેસે, સુરત બીન નુર જેસે,
ફોજ બીન તોપ કેસી, હોદા બીન હુસન જેસે,
દોલત બીન દાન દેવે, વાકુ દેવ કરી માનીએ;
કહતહે ફકીર દીન, માણસકો તોલ એક બોલમે
પીછાનીએ.

છપો.

બંદા બોહત ન ફુલીએ. ખુદા ખમેગા નહી.
જનમ જોર નર કીજીએ મરત લોકકે માંહી;
જે નર કરે ગુમાન; તે નર ખતા ખાવે;
કહે દિન દરવેશ, સમજ લે ગઇ બિગંદા.
ખુદા ખમેગા નહી બહોત મત ફુલીએ બંદા,

છપો.

કળજુગ અધે રાજમે, આયો અંધારો ઘોર.
ચોર કરે કોટવાળકુ, ઉલટો ડડે ચોર;
ઉલટો ડડે ચોર, જોર કોટવાળ ન ચાલે.
શાખા જીર વજીર, લાંસુ લેઇ અન્યા બોલે;
કહે દીન દરવેશ, ધરમકો રહે ન પઇયો;
ગરીબ મારયો જાય, રાજ કળયુગકો આઇયો;
પવઇએકે શકેરમે પાતરે કરી દુકાન;
તેલ જલાયા ગાંડકા, કબુ ન પામીન,
કબુ ન પામી માન, પાતર દીલમે ખુબ રોઇ,
આ ભડવેકે શેહેરગે નીરત અપની ખોઇ,
કેહે દિન દરવેશ, ભેખ ભરઇયાકા;
તુ ના સમજી નાર, સેહેર પવઇયાકા.

હવે જે જાચક તથા ભાટ વિગરે જે લોકો દાન લેવા આવ્યા હતા તે લોકોએ ઉપર લખેલા છપા તથા દોહરા; દુહા વિગરે ગાઇ સંભળાવી સદેવંતને ખુશી કીધા તેથી સદેવંતે તેમને ખુબ રૂપીઆ વિગરેનુ દાન આપ્યું પછી પોતાના ઘર ભણી જવાને રથ ચાલતો કીધો તેમાં એક રથમાં બે સ્ત્રીઓ અને સદેવંત ત્રણે બેઠાં અને બીજા સવારે હાથી તથા ઘોડા વિગરે, ઉપર બેઠા છે હવે ત્રીજે દિવસે સદેવંત પોતાના બાપના નગરની ભાગોળે આવીને પોતાના બાપને સરવે હકીકત સાથે ખબર કહાવી પછી રાજા ઘોડા ગુસે થયને વિચારયુ કે એકનો એકજ છોકરો છે માટે તેની ખુશી મુજબ વરતવું જોઇએ. એમ ધારી સદેવંતને તથા તેની સ્ત્રિઓને પોતાના મેહેલે તેડી લાવ્યા અને સદેવંતની માતરએ પોંખી લીધાં આ સરવે હકીકત શાવળીંગાના બા

ખુ જાણી ને સદેવંત ત્રણે સ્ત્રિઓ સાથે સુખ ભોગવે છે.

એ રીતે માહાદેવજીએ પારવતીને સદેવંત સાવળીંગ ના નવ ભવ કહી સમજાવ્યા, પણ ઉપર લખેલી વાત કલપીત છે એમ સમજવું,



# જાહેરખબર.

સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે, અમદાવાદમાં છાપખાના વાળા અને બુકસેલરો કરતાં નીચે લખેલાં પુસ્તકો અમારે ત્યાં બધા કરતાં ઓછી કીમતે વેચાય છે, તેમજ છાપવાનુ કામ પણ બધા કરતાં સસ્તુ અને સારૂ થાય છે, માટે છપાવનાર અથવા બુકો ખરીદનારે, અમારે ત્યાં પુછયા પછી બીજે ફાયદે મળે તો લેવી પણ પેહલેથા રસાઇ પડવી નહી. બુકોની વીગત.

ડોમોનલ મેસીંજર કેડ નવો, અને ૧૮૮૨નો ૧૦

સોરીલ મેસીંજર દીવાની નવો.

સદેવંત શાવળિંગા નાટક.

ભામસેન અને રસીકા તથા કુરમેન વિગેરેનુ નાટક.

કેહેવીસી પાંચની શ્રુતીના અર્થ,

સદેવંત શાવળિંગાની વારતા. ગજરામારૂની વારતા,

જૈન કાવ્ય સાર સંગ્રહ મેટુ રામચરીત્ર સાથે.

શ્રીપાલ કુમારનો રાસ. ચદ જાનો રાસ.

નળ દમયંતીનો રાસ.

શ્રન પરિક્ષાનો રાસ, બત્રીસોની.

સમરાદિત્ય કેવળીનો રાશ છપાય છે;

જૈન શાસ્ત્ર કથા સંગ્રહ મોટો એક હજાર પૃષ્ટનું.

જૈન ચરિત્ર સંગ્રહ છપાય છે.

આ શીવાય બીજી પણ ઘણી જાતની બુકો સસ્તે મળશે.

છગનલાલ કુમેદ ચોકસી.